# લાલા રૂખ.

યાને

યુકેરીઆનો સોહેનશાહ અને હીંન્દની શાહજાદી.

---

ત્રણ અંકી આપેરા.

---

પારસી એલ્ફિન્સ્ટન ડ્રામૅટિક કલબને સારૂ

બનાવનાર

## "ફુરસદ."

Friendship's balmy words may feign—
Love's are even more false than they;
Oh! 'tis only music's strain
Can sweetly soothe, and not betray.

*Moore.*

દોસતીનો દેલાસો દેનારા સખુનમાં કોઈવાર મકર માલમ પડે—
મોહબતનાં સખુનતો વળી તે કરતાં વધારે ખોટાછે ;
અરે ! માતર ગાએણનાં સરોદો પોતાની મધુરતાથી મનને
રીઝવી શકેછે, અને દગો દેતા નથી.

મુર.

મુંબઈ:
કુપર કંપની, મેડો ઇસટરીટ, કોટ.
દોરાબજી જમશેદજીની કંપની, કાલબાદેવી રોડ.

૧૮૭૪.

# લાલા રૂખ.

યાને

## બ્યુકેરીઆનો સોહેનશાહ અને હીંન્દની શાહજાદી.

---

ત્રણ અંકી આપેરા.

---

પારસી એલ્ફિન્સ્ટન ડ્રામૅટિક કલબને સારૂ

બનાવનાર

"ફુરસદ."

---

Friendship's balmy words may feign—
Love's are even more false than they;
Oh! 'tis only music's strain
Can sweetly soothe, and not betray.

*Moore.*

દોસતીનો દેલાસો દેનારા સખુનમાં કોઈવાર મકર માલમ પડે—
મોહબતનાં સખુનતો વળી તે કરતાં વધારે ખોટાછે;
અરે! માતર ગાએણનાં સરોદો પોતાની મધુરતાથી મનને
રીજવી શકેછે, અને દગો દેતા નથી.

મુર.

---

મુંબઈ:
**કુપર કંપની,** મેડો ઇસટરીટ, કોટ.
દોરાબજી જમશેદજીની કંપની કાલબાદેવી રોડ.

---

૧૮૭૪.

"ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ" મધે કાવસજી પેસ્તનજીએ છાપ્યું છે.
ના૰ ૧૫ પારસી બજાર સ્ટ્રીટ.

# દીબાચો.

આ આપેરા વાંચનારી ખાસ વ આંમની હજુર ધરતાં એટલું કેહવાની હું રજા લેઉંછું કે સાહેરમાં ખપવાનાં ગુમાંનથી નહીં પરંતુ પારસી એલ્ફિન્સ્ટન નાટક મંડળીનાં માલેક મી० કુંવરજી સોરાબજી નાજરની ફરમાંસથી ગુજરાતી ભાષામાં આપેરા જોડવાની મારી નાંકેશ શક્તિ મુજબ મેં કોશેસ કીધીછે, અને તેમાં હજારો ખાંમીઓ છતાં અગર પ્રજા તરફથી આશરો મલશે તો બનાવનારની મોટાંમાં મોટી આશા પાર પડેલી જાંણવી.

નાંમાંકીત અંગ્રેજી સાહેર **મુરની લાલા રૂખ** ઉપરથી Brough નાંમનાં સખ્સે **લાલા રૂખનો બરલસ્ક** (Burlesque) બનાવ્યોછે, અને તે ઉપરથી ઘણો ફેરફાર કરી આ આપેરા રચવામાં આવ્યોછે. ઘણે ઠેકાંણે તદન નવીજ બાખદો તથા થોડા નવા સીન દાખલ કરવામાં આવ્યાછે, અને જેમ બને તેમ પ્રજાનાં હાલનાં સોખ ઉપર ધ્યાન આપવામાં આવીઊંછે, અને "બરલસ્ક" લખનારની ભાષાનો તરજુમો કરવાની કોઈપણ ઠેકાંણે કોશેસ કરવામાં આવી નથી.

સેવટે રેહમ દીલ વાંચનારને આ નાંનું પુસ્તક અર્પણ કરૂંછું, અને આસા રાખવામાં આવેછે કે આપેરા જોડવાની આ મારી પેહલી કોશેસ ઉપર સોખીલી આલમ રેહમભરી નજરે જોશે.

મુંબઈ, માર્ચ, ૧૮૭૪. "ફુરસદ."

# નાટક પાત્ર.

(ગ્રાંટ રોડવાળી પાદશાહી નાટકશાળામાં પારસી એ-લ્ફિન્સ્ટન નાટક મંડળીએ મી૰ કુવરજી સોરાબજી નાઝરની તહેનાતી હેઠળ ૧૮૭૪માં કરી બતાવવા મુજબ ખેલાડીઓના નામ સાથે.)

ઔરંગઝેબ...હિંદુસ્તાનનો શેહનશાહ, લાલારૂખનો પેદર, } મી૰ ધ. ર. નંબોલી.

ફરામર્ઝ...બ્યુકેરીઆનો શેનશાહ.... „ ન. ન. પારખ.

ટારટરીનો ખાંન..................... „ એ. ર. મોદી.

માહુદ.............................. „ ડો. ફ. મોગલ.

ખોરાસાનબાદ...ચોરોનો સરદાર... „ ડો. જ. દુગાસ.

હાફેઝ...(ચોર)હીન્દાનો આશનાવ... „ ન. એ. વાછા.

નોગો...ચીનાઈ એલચી ......... „ હો. ખ. ચોકસી.

ત્રીમબક...કાશમીરનો એલચી...... „ હો. બે. હથીરામ.

લાલારૂખ...શેહનશાહજાદી......... „ જ. પ. માદન.

હીનદા...દાસી .................. „ મે. બે. મુનશી.

લાલુંટ...પરીઓની શેહનશાહજાદી... „ પ. જી. દાવર.

નેમુને...પરી....................... „ કે. ખ. ચોકસી.

પરીઓ, ચોરો, દેવો, ગુલામો, રામજગરો ઇતિયાદી.

સ્થળ—દીલ્લી, બ્યુકેરીઆ, અને એ બેની વચમાં આવેલાં મુલકો.



# લાલા રૂખ.

## અંક પેહલો—દેખાવ પેહલો.

(વાદળાં દેખાએચ. નેમુને એક ઝાડપર
ઘણીજ દલગીર થઇ બેઠેલી દેખાએચ.)

(દેશ કોઇ બીઆદો બતા દીજોરે ની રાહપર)

નેમુને—દેવો કોઇ દીલાસો દયા લાવી રે,
દુ:ખી દરદી અરજ ગુજારે—ટેક.
આદમપર થઇ ફીદાહ, પરીઆંથી થઈ દુર,
એસી થયાં ખફાહ, ઉમેદ થઈ ચુર—ટેક,

(વજંતતર વાગેછ, વાદળાં દુર થઇ જાએચ
અને પરેસ્તાન દેખાયચ. પરીઓ-
નું ટોળું અંબર ઉભેલું દેખાયછ.)

(મઝમુમે રોને લગે યારો કે સમજાંનેસે ની રાહ.)

પરીઓ—પરેસતાનથી થા તું દુર, રે નેમુને બેહયા,
નીકલ સતાવ નાં હમને, સોખીની છે એ સજા.

નેમુને—દયા લાવો રે દીલમાં, જોઈ મારો આએ હાલ,
બેહનો, અરજ કરૂં, સુનો મુજનો રે હેવાલ.

લાલુટ—દીલરે દુખવી હમારાં, કીધાંચ તેં હમને ખફાહ,
બેશરમ તારાં કામથી, થયાંછ હમો રૂશવાહ.
આદમપર થઇછ તું, દીલોજાંનથી કુરબાંન,
શરમાઇ સર છુપાવેચ, શેહરે પરેસ્તાન.
નહીં મલ્યો સું તુંને, કોઇ જીન નામવર,
(કે) ઇનસાન પર આશક થઇ, પડજો ફીતકાર તું પર!

નેમુને—પરેસ્તાનને પોંહતીછ, કેમ મુજથી શરમ ?
બેહનો દરીઆફત કરો, નાં થાવો ગરમ.
હજારો પરીઆં થયાંચ, આદમપર ફિદા,
ગુલફામ, તાજુલમુલ્કે, જોઇછ ઇનદર સભા.
સબજ પરીનો જાંન, હતો રે હીંદનો ગુલફામ,
રાજા ઇનદરથી મલ્યું હતું, તેને એ ઇનાંમ.
આદમ છે આલમનો, શાહ સરફરાજ,
લપટાઈ મોહબતમાં તેની, થાએછ પરીઆં લાઇલાજ.

(આએ સાંભળી પરીઓ સરમાઇ જ-
એચ અને વીચારમાં પડેછ અને ને-
મુને પોતાની ફતેહથી ખુશી થાએછ.)

(જદ ઉમરોકી કટોરી ભરી ની રાહપર.)

નેમુને—બેહનો શેહલ કરવા એક દીન હું હવામાં ઉડી,
મોહબતી તીરે મુજને, એકાએક વીંધી.—ટેક.
સુતો હતો પલંગપર, ખુબસુરત એક જવાન,
સોહાંમણી હતી શીકલ, તેપર નજર પડી.—ટેક—
મુખડો તેનો માહતાબી, અજબ હતી અદા,
કુરબાંન થાઇ તુરત તેપર, હું દીવાની બની.—ટેક.
એલમથી કીધોચ તેને, મુજનો બંદાવાન,
મોહબત ભરી નજરે તેપર, જોઉંચ ઘડી ઘડી.—ટેક.

( બગ્રમુમે રોને લગે ની રાહપર. )

લાલુટ—ચાલ તારીછે બેહુંદી, અએ મુરખ નાંદાન,
ચાહે નહીં જે તુંને, છે તેપર તું કુરબાંન.

નેમુને—અગર તે આદમ છે, હાલ બેદરકાર,
તો જલદી તેનાં દીલમાં, સલગાવસ હું પ્યાર.
સબજ પરીને તાબે, જેમ થયો હતો ગુલફામ,
જોસો તેમ ફરામર્ઝને, નેમુનેનો ગુલામ.

લાલુટ—નહીં ચાહતો તે આદમ, તુંજને એ પરી,
માસુક તેની છે ખરી, નાંજ નખરાં ભરી.
ઔરંગઝેબની બેટી, લાલા રૂખ તેનું નામ,
જાંનથી જેઆદા તેને, ચાહેછ તુંજનો ગુલફામ.

(રાજાજી તો સોગય ની—રાહ.)

નેમુને—કોતરાઈ જે જીગરમાં, બીજાંની તસવીર એ યાર,
જાંન તેપર કુરબાંન, કરવામાં નહીં કંઇ સાર.—ટેક.
મોહબત જાંહ મલે તાંહ, મરવું બેહતર,
બેદાદ જાંહ વસે તાંહ, હવસપર થવું સવાર.—ટેક.
ગર લાલા રૂખને તે, ખરાં દીલથી ચાહેછ,
તો છુટકો તુરત તેનો, કરવા હું છું તૈયાર.—ટેક.
જલદી જઇ કરૂંચ, એ સરવેની તપાસ,
લાલારૂખનું લેસે નામ, તો નહીં તે મુજનો દીલદાર,
—ટેક.

(ઉપલીજ રાહપર.)

લાલુટ—આફરીન છે તુંપર, એ રાસ્ત છે તુજનાં વીચાર,
ખરાં દીલથી જે ચાહે નહીં, કેહવાએ કેમ તે દીલદાર.
—ટેક.

ચાલમાં તારી હાલ—દીસેછ દાનાઇ,
છુપાવસે નહીં સર, પરેસ્તાન સરમાઇ.—ટેક.
(પરીઓ ઉપર ઉડી જાએચ અને નેમુનેની
સાથે ઝાડ ગરક થઇ જાએચ.)

## દેખાવ બીજો.

---

### કીલ્લો.

(મેરા પ્યારા નહીં આયા ની—રાહ.)

ફેરામર્ઝ—(અંદરથી)

મનની મોરાદ પુરી થાઇ,
ઉમેદની કલી કરમાઇ.—ટેક.
બદનસીબીઆથી હજી હું છું દૂર,
ગુજરે સેતમ મુજપર પૂર,
કાંહ ગઇ શાહ તારી શાહી.—ટેક—

(ફેરામર્ઝ ગાઓણુ ગાએચ તેટલાં નેમુને દાખલ થાએચ, અને ગાઓણુ પુરૂં થવા બાદ જાદુઇ લાકડી ફેરવેછ જેથી કીલ્લો ફાટેછ અને એક કુવો, તેની ઉપર એક મોટો પથર, અને આગલ એક દેવ ચોકી કરતો દેખાયછે.)

દેવ—ઓહ!

(નેમુને તેને તાંહથી જાતો રેહવા ફરમાંવેચ.)

(બાહર આઇ બરદે બાહર ની રાહ.)

ફેરામર્ઝ—ખફાહ કેમ થાઇ પરી મુજપર,
ગુજરે સખ્ત સેતમ સીરપર.

નેમુને—મોહબતથી જલેછ પરીનું જીગર,
કુરબાંન થાઇચ પરી તું પર.—ટેક.
સેવા તારી બજાવે છે,
સદા પરી તૈયાર.—ટેક.
મોહબત ચાહેછ તુંથી તે.
નેમુને છે તારે આધાર.—ટેક.
કરજ મોહબતનું ફેડ ઓ યાર,
થઇ રહી મુજનો દીલદાર.—ટેક.

ફ્રામર્ઝ—(અંદરથી)

જુલમથી નહીં મલે મોહબત,
છુટે નહીં જોડાયલાં જીગર.—ટેક.
આદમપર તું કરે છે કેમ,
મોહબત ભરી નજર.—ટેક.
મોહબત જાંહ નહી મલે તાંહ,
આપેછ કેમ એ પરી જીગર.—ટેક.
લાલા રૂખ છે મુજની માશુક,
ઔરંગઝેબની બેટી નામવર.—ટેક.
સીકલ તેની પર થયોછ શીદાહ,
તેની તસવીરે જીતીઉંચ જીગર.—ટેક.

નેમુને—જનમારો તેં ભુલ કીધો યાર,
એસીઓનો નહીં કીધો વીચાર.—ટેક.
તુંડી તારી તોડવા છું તૈયાર,
લાલા રૂખના અમે દીલદાર.—ટેક.
નેમુનેને આપી અપમાંન,
ફાવસે નહીં તું અમે નાંદાન.—ટેક.
કુવામાંથી નહીં નીકાલસ બાહર,
ગર ગુજરે વરસ હજાર.—ટેક.
જરા નહીં મલસે તુને કરાર,
આંજું વરસાવસે નવધાર.—ટેક.

(બઝમુમે રોને લગે ની રાહ પર.)

ફ્રામર્ઝ—ગુજાર મુજપર પરી, ચાહે તે તું સેતમ,
મેલવસે નહીં મોહબત, જાલેમ રે જુલમ.
લાલા રૂખ સારૂ મેં, છોડીઉં હતું વતન,
હજીપણ ડરી તુંથી, ફેરવસ નહીં મુજનું મન.
કરતો નહીં હું તારા, ઓફની કંઇ દરકાર,
બદ તારી ચાલ પર, નાંખુંછું હું ધીકાર.
કરવા જાંન ખુવાર, થયોછ હું હવે તૈયાર,
અંત તુલીક રેહસે, શાહ ફ્રામર્ઝ વફાદાર.

નેમુને—લાલા રૂખને તું નહીં, પીછાનતો ઓ આદમ,
દીલદાર તેનો થવા, ચાહેછ કેમ એકદમ.
હાલત તારી સું થસે, અએ મુરખના શાહ,
ગર તુંપર થસે નહીં, તે નાંજની નીગાહ.

ફરામર્ઝ—મોહબત મલે કે નહીં, મગર હું તેનો ગુલામ,
નાંમુરાદ થયો તો, છોડશ એશ આરામ.
તૈયાર છું આપવા, તે નાંજની પર જાંન,
નીગાહ છું હું તેપર, ગર તે નહીં મુજપર કુરબાંન.

નેમુને—આફરીન હોજો તુંપર, અએ ખુબરૂ જવાંન,
મોહબત ખરી તારી, તુંજ ખરો મોહબતખાંન.
મુજની મોહબતપર, થઇછ હવે હું સવાર,
છુટકો તારો કરવા, થઈચ હું તૈયાર.

(જાદુઇ લાકડી ફેરવેચ, જેથી કુવા ઉપરનો પથર ફાટેચ. અંદરથી જુદા જુદા રંગનાં બલતાં નીકલેછે—એક ઝળકતાં તખત ઉપર ફરામર્ઝ બેઠેલો નીકલી આવેચ અને ફાટેલા પથરનાં કકડા અને કુવાની પાર પર ફુલોનો ચીતાર દેખાએચ.)

નમુને—લાલા રૂખસે તારો, કરાવસ હું મેલાપ,
ખુશાલ થા ફરામર્ઝ, ગીઆ જુદાઈનો જલાપ.
લોંડી તારી થઇ રહી, કરસ મદદ સદા.
હોકમ બજાવસ તારા, ઓ મોહબતનાં શાહ.

(રીઆકુ પુંડન જાઈ જોગનીઓકા બેશ લેકે ની રાહ.)

ફરામર્ઝ—આફરીન તુંજની ગાઉં, સારી ખલકમાં ફરીને.
આફરીન તુંજની.

મુલકે મુલક—શેહરે શેહર,
સરવેને નેકી તારી જણાઉં—સારી ખલકમાં ફરીને.

પવીત્રરાઇની પરી—નેકીનાં સ્તંભ,
હેશાંન તારૂં કેમ રે માનું—સાચી ખલકમાં ફરીને.
(પરીઓ નીકળી આવેચ)

(જરાસા ટુક દરમ્યન દેરે ની--રાહ.)

લાલુટ—સવાર હવસપર થઇ રે,
પરી સર્વેની પ્યારી.--સવાર હવસ પર.
ફરામર્ઝ—મોહબત તપાસી, મદદ કરે,
મનની મોટાઇ રે જણાઇ.
લાલુટ—મેલાપ જોડાંનો જલદી કરાવ રે,
૧ પરી—ફતેહ રાસ્તીની થાઇ. સવાર હવસ પર.
ફરામર્ઝ—હેશાંન માને, આદમ કમ અકલ,
૧ પરી—હમે સરવે થયાં રાજી.
લાલુટ—મેહનત આપરી, થઇ શફલ,
તેમુને—તકસીરની હું ચાહું માંફી.—સવાર હવસપર.
(પરીઓ ગેબ થઇ જાએચ. ફરામર્ઝ અને તે-
મુને પેલાં તખતપર બેસી જતાં રેહ છે.)

---

## અંક ૨ જો—દેખાવ પેહલો.

---

(ઔરંગઝેબનાં મેહુલનું એક સુંદર દેવાનખાનું.)

(લાલારૂખ એક આરસ્તે પલંગ પર સુતેલી
દખાએચ. સાહેલીઓ તેને પંખો નાંખેચ.
ઉંઘમાં ને ઊંઘમા તેણી ચોંકે છે.)

લાલારૂખ—મદદ કરો જલદી કોઇ દુઃખીને યાર !
પકડો ! એજ એજ ખરો ગુનેહગાર !
બાંધો ! મારો ! કરો એને જાંનથી બેજાંન !
પેગામબરનાં નાંમે કીધાછ એને ઘણાંને હેરાન.
(પાછી સુઇ જાએચ.)

૧લી સાહેલી—નાંમવર બાનું, આફતાબ પરકાસીઓછે, હવે ખાબથી બીદાર થાઓ.

લાલારૂખ—એજ તે લુંટારો ! એજ તે ખુની નાપેકાર !
ચંડાલ, નહીં, નહીં, તું મુજનો દીલદાર !

૨જી સાહેલી—રોશન બખ્ત બાનું તે ચંડાલનો પોતાની સોબીની સજાએ પોંહતોચ, પણ હવે આપ—

લાલારૂખ—નહીં કદી નહીં કરસ હું તુજસે નેકાહ.
દોજખી તારા કામની છે એ સજા.

(૩જી સાહેલીને એક મુકી મારેછ.)

૧લી સાહેલી—ખુદાવંદ તાલેની બાનું

લાલારૂખ—(આંખ ચોલી) હા ! આએ શું ? ગુલછડી, પેલો નાપેકાર કાંહ ગીઓ ?

૩જી સાહેલી—નામવર બાંનું તમારા જનાનખાનામાં આવવાની કોણ તાકાદ ધરાવેચ ?

લાલારૂખ—સું તેઆરે મેં ખાબ જોયેછે ? અરે તેઆરે મે માર કોણને મારીઓ ?

૩જી શાહેલી—રોશન બખ્ત બાંનુ, ખુશીમાં આવી તમે તમારી ગુલછડી ઊપર મેહેરબાંન થયાં હતાં.

લાલારૂખ—ગુલછડી, મને માંફ કરજે. શાહેલીઓ મેં આજે એવો ખરાબ સપનો જોયેછ કે મારા મન ઉપરથી તેની અસર હજી ગેઇ નથી.

(માહુદ દાખલ થાયચ.)

લાલા રૂખ—એ કોણ ?

માહુદ—નાંમવર બાંનું, માહુદ તાહારો નોકર.

લાલા રૂખ—માહુદ, હું હમણાજ ખાબથી બીદાર થઈચ, અને જે દરામણો સપનો મેં જોયેછ તેની તાસીર જાંણવા ઇંતેજાર છેઉં.

માહુદ—એક બેઆલી દેખાવને ખરા બનાવ સાથ સરખાવા જવું એ ખરી મુરખાઇ ભરેલું છે. ઉંઘની હકુમતમાં જે કંઇ આપરૂી ઉપર ગુજરે, યા જે દેખાવો આપણાં મનની

નજરે પડે તે વીસેના વીચારો હોસીઆરીમાં આવતાંજ દુર કરવા જોઇએ, અને તેમ નહીં કીધા થી આપણા મનની નબલાઇ જાહેર થાયછે.

લાલા રૂખ—(હસીને) હા! હા! આજતો સેહેરમાં આવી માહુદ ફીલસુફમાં ખપવા માંગેછ. ફીલસુફોનાં સરદાર, તમુને કેમ તસદી લેવી પડી તે મેહેરબાંની કરી જણાવશો?

(લાલારૂખ સાહેલીઓને નીસાંની કરેછ જેથી તેઓ જતાં રેહય.)

માહુદ—રોશન તાલેની ખાનું, હંમેશાં તું એવીજ ખુશી થઇ હમ સરખા ગુલામોની ઠઠા મશકેરી કરતી રેહેજે. તું નામવરને રોશંનછે કે જે હજારો તખ્ત નસીન શેહેનશાહો તું સરખી હસતી પુતલીને મેલવવા સારૂ આપણાં દીલી શેહેરમાં આવી લાગાછ તેમાનાં કોઇ ખરા નસીબવાંન જવાંનને પસંદ કરવા સારૂ આજ દરબાર મલનાર છે અને તે વખતે તું નામવરની હાજરીની જરૂરછે, સબબ સદાનો સાથી પસંદ કરવાનું કામ તુંનેજ સોંફવામાં આવશે.

લાલારૂખ—માહુદ, તું સું ખકેછ? મારી પસંદગીપર કોણ આધાર રાખશે? મારી મરજી કોણ જાલવશે? તું એમ બોલ કે આજ લાલારૂખનું લીલાંઊ થનાર છે, અને જે શખશ વધારે કીંમત આપશે તેને એ શેહનશાહજાદી સવાધીન કરવામાં આવશે.

માહુદ—નાંમવર ખાંનું, જરા દરીઆફત કરો. એવા વીચાર જાહેર કરવાથી તમુને કંઇ ફાઇદો હાંસલ થશે નહીં.

લાલારૂખ—અલબત. આગલી રશમ રેવાજોને તાબે થવું અને તેમાં જે કંઇ ખાંમી દીસે તે જાહેરમાં નહીં લાવવી એમાંજ દાનાઇછે. વારૂ, મને ખરીદવા સારૂં કોણ કોણ આવનારછે?

માહુદ—અમે રોશન તાલેની શેહનશાહજાદી, તું સરખી નખરાં ભરી નાંજનાનો હાથ મેલવવા સારૂ દુનીઆના દરેક ભાગમાંથી શેહનશાહો આવેલાછે. પેહલાંતો તાતાર દેશનો ખુજોરગ ખાંન.

2

લાલારૂખ—(હશીને) હા! હા! સું આવી મુરખાઈ કરી તે પોતાનાં સુફીદ બાલનેબી એબ લગાડવા માંગેછ કે? ઠીક. મારી જઈફ દાયા સગુનાં સાથે એની શેહાદી કરાવી આપસું કે બેઊ સાથે ઘોરમાં જાએ. પછી—

માહુદ—ચીનનો શેહનશાહ—.

લાલારૂખ—સું તે મને ઊંદર બીલાડાંનો મુરબો ખવાડવા માંગેછકે? છટ! તેને સારૂ આપરા ફતેહસીંગ ઘોડાવાલાની ચપટાં નાંખવાલી ઓરત તઈઆર છે.

માહુદ—આવા જાહોજલાલી ભરેલા મુલકનાં શેહનશાહને અપમાન આપીઆથી હીંદ ઉપર તે સદા ખફાહ થઈ બેસશે.

લાલારૂખ—તેનાં ખોફની આપરે થોડીજ દરકાર રાખીએ છેએ. અગર ચીની કાંમ આવતું બંધ પડશે તો આપરા ગરીબ કુંભારોની રોજી જાગશે.

માહુદ—જેમ તું નામવરની મરજી. પણ હવે એ ઉપરથી સાફ જણાઈ આવેછે કે આવા તખતનશીન શેહનશાહો-માંથી કોઈનેબી તું નામવર પસંદ કરનાર નથી.

લાલારૂખ—અલબત. મારે મનભાવતો ખાવીંદ જાંહ સુધી મલશે નહી તાંહ સુધી હું તો સરવેને નાંપસંદ કરવાની. પછી તમારામાં હીંમત હોએતો મને જુલમથી પરણાવો.

માહુદ—વાર, બપુકેરીઆનો જવાન અને ખુબરૂ શેહનશાહ—

નેમુને.—તેજ લાલારૂખનો ખાવીંદ થશે.

(ઝડપથી દાખલ થઈ નેમુને તરતજ ગેબ થઈ જાએછ.)

લાલારૂખ—કોણ!

માહુદ—હીઆં કોઈ જીનનો સાહયો છે ખરો. નામવર બાનુ હું જઈ એની તપાસ કરૂંચ. (જાએચ.)

લાલારૂખ—અરે આએ સું મેં સાંભલીઉ? એની સું મતલબ? બપુકેરીઆનો શેહનશાહ કોણ અને તેને એ બેઆલી દેખાવ સાથ સું કરવુંચ? (વીચાર કરેચ.) બસ હું તો લાલારૂખ તેઆરેજ ખરીકે એ સરવેની માંગણી નાં-મનજુર કરૂં.

ગાએણ.

(કોઈ ઘડી ન વસ્લકી ની—રાહ.)

લાલારૂખ—બેગાની છું મોહબતથી, નહી રાખતી દરકાર,
એખલી ગુજારસ જીંદગી, નહીં જોઇએ દીલદાર.
મરદકે બેવફા, તોડે કોલ પવીતર,
આજ સર નમાવો, કાલ થાએ સરદાર.
મોહબતના મીઠાસથી, મગજ માશુકનું ફેરવે,
આજ મજેહ મારી, કાલ થાએ બેદરકાર.
શેહાદીથી ઓરતની, થાએછ ગુલામી હાલત,
ઓ દીલ! મોહબતને, જલાવામાં છે સાર.
સીકલ કોઇની નહીં, કરશે મુજપર અસર,
જોગન બની જઇ રે, થઇશ હવસપર સવાર.

(નેમુને નીકલી આવેચ.)

(શુડ ઓલ્ડ એકવેનટન્શ બી ફરગોટ ની રાહ.)

નેમુને—જણાઈ તારા મનનીરે નબલાઇ ઓ નાર,
બીન મોહબતે, કેમ ચાલે, દુનીઆ સંસાર.
મોહબતમાં છે સુખ દુનીઆઇ, સમજ ઓ નાદાન.
જવાનોનો બેદ મોહબત, તાબે તેને ઇનસાન.
જીંદગીનુ જંગલ દીસેચ, કાંટાથી ભરપુર,
બાગ તેનો બનાવે તુરત, મોહબત મધુર.
નાંહેક નાંકર મોહબતને લાલારૂખ બદનામ,
મોહબતથીજ મલે આદમને એશઆરામ તમામ.
તુંનડી તારી તોડવા અબે કમઅકલ
નજર આગલ ધરૂંચ એક ચાંદસી સીકલ.
માહાતાબી તેનો મુખડો રે, જોતાંનેજ વાર,
મોહબત પેદા થાઈ, તુંપર થશે સવાર.

(નેમુને જાદુઇ લાકડી ફેરવેચ જેથી
હાથમાં મોહબતી તીરને લાલારૂખ
તરફ વીકેલો રાખી ફરામર્ઝ પાદશાહી
લેબાસમાં નિકલી આવેછ. તેને જો-
તાંને વાર લાલારૂખ ચોંકેચ અને
અજબતરેહનો જુસ્સો દેખાડેચ.)

(કયા મુજે સુખ ચેનસે રેનતો ગુજર ગઇ ની રાહ)

લાલારૂખ—અરે પરી આએ સુ સીકલ, આએ સું તલિસ્મ
ઊછલાટ આ જીગરમાં, થાએછે એકદમ !
દોડી જઇ લઊ એને ગોદમાં રે પરી,
એજ શાહ મોહબતનો, એજ ખુબસુરતી ખરી.

નમુને—તારા સખુનથી થયોચ એ શાહ ખફાહ.
ચાખ રીજવી એને મોહોબતની મજાહ.

(તરતજ લાલારૂખ તેની નજદીક જાએ-છે. ફરામર્ઝ તેને દુર રેહવા ફર-માવેછ. લાલારૂખ નાંચવાનું સુ-રૂ કરેચ. ત્યારબાદ એકેક કલી ગાઇ નાચતી જાએચ.)

ગાયણ.

(ભલે રાજા મોહબત કાંએ નહી ની રાહ)

લાલારૂખ—ઓવો રાજા મોહબત, કાંએ નહીરે,
લોંડી તમારી અરજ કરે—ટેક.
નાંદાની હમારી પર નજર નાં કરો,
દયા લાવો કાંએ નહીરે—ટેક.
તમારી સીકલપર બની હું દેવાની,
પ્રિત આપો કાંએ નહીરે—ટેક.
ગાઇ નાચી રીજવ્યું, દીલરે તમારૂ,
કૃપા કરો કાંએ નહીરે—ટેક.

(રાજાજી કરો મોહસે બતીઆરે ની—રાહ)

લાલારૂખ—રાજાજી મોહોબતબાજી રમોરે,
જીવ સોકલ જોતાં ગયોરે—ટેક.
ગુનાહની તોજેસ કરૂં માફી બક્ષો સાહેબ,
મોતીઅન દાબડી ખોલોરે—ટેક.
દુનીઆંછે મોહબતથી, મોહબત મધુર મેહકાટ,
આધીન મોહોબતને થાવોરે—ટેક.

ખુસી ખુશાલ થાઈ, રમો રંગ રાજા,
સુખનો વેહતો કરો ઝરોરે—ટેક.
(ફરામર્ઝ લાલારૂખને પોતાની નજદીક તેડેછ અને તેણીનો હાથ પોતાનાં હાથમાં થોડોવાર રાખી પોતાનાં તે હાથપર બોસો લેએચ. લાલા-રૂખ હૃદથી જે આદા ખુશાલી દેખાડેચ.)

લાલારૂખ—( રામર્ઝની માફક પોતાનાં હાથને ચુંમી.) હા! મોહબત! મીઠી મોહબત!

(દુલહન માગે સવારંન સારીની રાહ)

લાલારૂખ—મોહબત મારી તું પર ઓ જાંન,
જીગરનાં જંજીરમાં કર મેહમાંન—ટેક.
મુખડો તારો માહતાબ સરખો
"પરી પલકમાં થાય પરેશાંન"—ટેક.
મોહબત માગું, મોહબત બોલું,
પ્રિત પ્યાલો રે પાઓ પ્રાંણ—ટેક.

ફરામર્ઝ—સાંભલરે ઓરત નવ જવાંન
થઈછ મોહબત તું પર મેહરબાંન—ટેક.
પસતાવાએ પોઈ, નાંખીચ સોખાય,
માંશી બક્ષેરે મોહબતખાંન—ટેક.
મોહબતની નીશાન છે, ગુલાબનું ફુલ,
સદા રેહજે તું તેપર કુરબાંન—ટેક.

(કોઈ ઘડી ન વરસ્સકી ની—રાહ.)

નેમુને—રૂખસદ સેવા બજાવી લીએછે પરી,
સદા સુખી રેહજે તું અએ ગુલછડી.
બપુકેરીઆના એલચીને આપજેરે માંન,
મનઝુર માંગણી રાખજે જોઇ ગુલાબની નીસાંન.
(નેમુને નીસાની કરેચ, જેથી ફરા-મર્ઝ આસતે આસતે ચાલવા માં-ડેછે અને જતાં જતાં બેઉ જણાં છેલ્લી બે લીટી પાછી ગાયછે. લા-લારૂખ તેઓની પછવાડે ચાલિચ અને તેઓને ગુમ થતાં જોઇ ઘ-ણીજ દલગીર થાએચ.)

લાલારૂખ—ગીઓ? ઓ જાંન કાંહ જાએચ? તારી લાલરૂખ નેખી સાથે લેતો જા. (જતી રેહેચ.)

## દેખાવ ૨ જો.

### લુટારાઓનો ગોકુ

(ખોરાસાનબાદ મુછનાં આંકડા વાલતો તથા પોતાનાં પોશાક તરફ અકડથી જોતો દાખલ થાએચ.)

ખોરાસાનબાદ—ખોરાસાનબાદ, સું આજ તારો ભપકો? (હાફેઝ દાખલ થાએચ.) જુવાનીનાં બાગમાં ખીલતી ગુલછડીઓ મારી સોહામણી સીકલપર દેવાની બનો જાએ તેમાં સી નવાઇ?

હાફેઝ—(મનમાં) હં! હં! સું આજ સરદારનો દમાંમ છે. બે હસતી તો સેઆવ બદલી તેને ફરી ફરીને જોયા કરેચ.(ખોરાસાનબાદ આરસીમાં જુએચ.) કાગડાનો પાંખ જેવો ખુબસુરત છે ને વલી આરસીમાં જોઈ મરેચ! હં! હં! જુવાંનીનાં બાગમાં ખીલતી ગુલછડી! જેરી તો સાહેરમાં ખપવા માંગતો દેખું. ચાલ હાફેઝ સાહેર હવે બેત બાજીનો વરસાદ વરસાવ. હં! હં! ગુલછડી, બાગમાં ઊગી, કુંડાંમાં કુદી, આસમાનપર ઊડી, જમીનપર પડી, રખડી રજડી, રડી ઘડી ઘડી. વાહ! શાહેરાંન શાહેર ધન છે તારા માતા પીતાને. (પોતાની પીઠ થોકેચ.) અરે ઓ અડગરા (ખોરાસાનબાદ ફરી ફરીને પોશાક તપાશી જોયેચ.) શાહેરો કંઇ એમ કશબણની માફક નખરાં નહી કરે. શાહેરતો હું. જો મારૂં કપાલ કેટલુ શાંકડુ છે. શાહેરાંન શાહેર તેજ મુરખાઇની માંડે જે મેજ,શાહેરાંન શાહેર હાફેઝ,જાંખુ થાએ જેથી આફતાબનું તેજ.

(ખોરાસાનબાદ હાફેઝને જોયછ)

ખોરાસાન બાદ—કેમ હાફેઝ હીઆં કેમ આયો ?

હાફેઝ—શરદાર શાહેબ જરા થોભો, હું ગુલેશતાનનાં બાગમાં-
થી બેતબાજીના ગુલ તોડુંછ.

ખોરાસાનબાદ—હાફેઝ તારૂ મગજ ખશી ગીઉચ. જો બે-
તબાજીથી હાથ ઊઠાવ નહીતો તું દેવાનો બની જશે.

હાફેઝ—પગ ઊઠાવેતો નહી ચાલે ?

ખોરાસાનબાદ—વારૂ જો. હુ આજે કેવો લાગુચ ?

હાફેઝ—(મનમાં) બેહશતીતો આજે લેહરમાં દેખુ. આપ શા-
હેબના દેખાવની સુ વાત કરૂ ? જાણે માહતાબ પોતે નીચે
ઊતરી આયો, મધરાતે આફતાબ પ્રકાસ્યો, દરીઆના આબ
આશમાન પર ઊડીઆં. (મનમાં) બધામાથી સવાસો ટકા ગેપ !

ખોરાસાનબાદ—બશ હાફેઝ. જો આએ ફેટો કેવો બંધા-
યોચ ?

હાફેઝ—(મનમાં) હવે એને બનાઉં (મોટેથી) અરે સાહેબ
ફેંટો ? ફેંટો !

ખોરાસાનબાદ—હાફેઝ ગભરાએચ કેમ ? ફેંટા પર શાંપનો
નથી બેઠો ?

હાફેઝ—સાહેબ ફેંટો ! ફેંટો

ખોરાસાનબાદ—અરે ! એ સું બલા ! (ગભરાઇને માથાપરથી
ફેંટો નાંખી દેએચ.)

હાફેઝ—ઠીક કીધું સાહેબ. હવે ફરીથી બાંધો.

ખોરાસાનબાદ—(ફેંટો તપાશી) હાફેઝ પેલી બલા કાંહાં ગેઈ ?

હાફેઝ—(મનમાં) હવે શું તાલ લગાડું ? (મોટેથી) સાહેબ ત-
મારા ફેંટાંનો એક પેચ કાનપર આયોતો તેથી મેં બુમ પાડી.

ખોરાસાનબાદ—નીકલ હયાંથી. ખોટી ધડપચ કરી મને
વીલમ લગાડેચ.

હાફેઝ—આપ આટલી ઉતાવલમાં કાંહાં સીધારોચ ?

ખોરાસાનબાદ—તેં કોઇ દાહાડે પાદશાહી દરબાર જોઇચ?

હાફેઝ—જોઇએ. દરબાર, સરદાર, તલવાર, સવાર.—

ખોરાસાન—વરી તારી ખાંધપુર ભુત આયોની. જો પાદશાહી દરબાર જોવી હોએતો મારી સાથે ચાલ.

હાફૈઝ—હા સાહેબ. આપરે તઇઆરઃ દરબારમાં જઇ, પાદશાહને શરદાર બનાવી, તેનું તલવારે દોકું છાંટી, તખત પર શાવાર થઇ જશું.

ખોરાસાનબાદ—અરે દેવાના જલદી કર.

હાફૈઝ—આયોની સાહેબ આપરે તો તઈઆર છીએ—તમારી માફક મારે કંઇ નાંચ નથી નાંચવો. પણ પેલા બેત બાજીનો ગંજતો સાથે લઈ જાઉ કે તે જોઇ પાદશાહ ખુશી થઇ જાએ અને મને ઇનામ આપે. ઇનામ, અકરામ, નાંમ, કાંમ, ઠાંમ.—

ખોરાસાનબાદ—ચાલ જલદી.

(બેઉ જાએચ.)

## દેખાવ ૩ જો.

### દબદબા ભરેલી દરબાર.

(ઔરંગઝેબ, માહુદ, તથા બીજા દરબારીઓ બેઠેલા દેખાએચ. રામશગર નીચલું ગાએણ ગાએચ.)

### ગાયણ.

(સુનો રઘુનાથજી પ્યારે, બીચનસે હોમત ન્યારેની રાહ.)

હરખ નહીં દીલમાં સમાંએ, દીલી શેહેર રંગમાં નાંહે.—ટેક.
તખ્ત નશીન શેહનશાહો, આપણી શાહજાદીને ચાહે,
રીકલ તેનોપર મોહી, આજ દરબારમાં આવે.—ટેક.
સુભ કાજે મીજલસ મલી, શેહાદી શાંહજાદીનો થાએ,
જુગ જુગ જીવજો જોડું, આબાદી રાંમશગર ગાએ.—ટેક.

ઔરંગઝેબ—સું આવા તખત નશીન શેહનશાહોમાથીં કોઇને બી પસદ કરવા લાલારૂખ નાં પાડે છે, અને સરવેની માં-

ગણી નાંમંજુર રાખેછે ? માહુદ, સેતાબીથી એને મારી હજુર લઇ આવ. (માહુદ નમીને જાએચ) અરે ! કોઈ દુશમનને પેટબી બેટી પેદા નાં પડતી ! લાલા રૂખની ખુબ-સુરતીનું બેઆંન સાંભળી જાહોંગલાલી ભરેલાં મુલકનાં શેહનશાહો આયાચતો ખરા, પણ અગર તેમાંથી એકનેબી પસંદ કીધોતો બીજાઓને ઘણું અપમાંન લાગશે.

(લાલા રૂખ આવેચ તેથી રામશગ-
રો નીચલું ગાએણુ ગાએચ.)

**ગાયણ.**

(અરે કાંહ ગયા શેહજાદા જાની પેઆરાની—રાહ.)

આવી શાહજાદી, શીંનગાર કરી આવી,
નુરથી સેતારાં શરમાવી.—ટેક.
સર ઝુકાવે, હુરો શીકળ જોઈ,
દરબાર અદાથી દીપાવી.—ટેક.

(લાલારૂખ પાદશાહની પાસે જાઈ બેસેચ
તેટલાંમાં રામશગર ગાએણ ગાયછ.)

(મેં મોહન સીંગ પ્રીત લગાઈની—રાહ)

ચીનના શેહનશાહનો, એલચીરે આયો,
માંન આપી તેને, આવકાર દેવો.—ટેક.
ચીની કાંમ ચાહેરે લાયો,
લઈ તસવીર શાહની તે આયો.
સંધાં છે રાજી, સમજો શાહજાદી,
લાલા રૂખ ચીનપર, મેહરબાન થાઓ.—ટેક.

(નોગો પોતાના રસાલા સાથે દાખલ
થાએચ. નોગો ઉઠીને ચીની કામ
તથા ચાહેની પેટીઓ લાલા રૂખનાં
પગ આગલ નમીને મુકેછ.)

નોગો—અએ હીન્દનાં નુરી માંહાતાબ, તમાંમ ચીન અને માહચીનનો ઝલકતો આફતાબ તું ઉપર ફીદાહ થયોચ અને તેણે તારે સાફ ઉમદામાં ઉમદુ ચીની કાંમ અને તોફામાં તોફે ચાહે મોકલીછ.

ઔરંગઝેબ—ચીનનાં શેહનશાહે હમારી ઉપર મોટું હેશાન કીધું છે.

નોગો—અલબત. ચીન જેવા જાહોજલાલી ભરેલા મુલકનો શેહનશાહ તું નાંમવરની બેટી ઉપર કુરબાંન થયોચ એ તારા બુલંદ સેતારાનો નીશાંનછે.

લાલારૂખ—અએ બેઅદબ ગુલાંમ, તારા નીચ શેહનશાહને આશમાંનની બુલંદીએ નાં ચડાવ, અને જાણ કે ચીન તરફ હીંન્દનો શેહનશાહ ઔરંગઝેબ ધીકારભરી નજરે જુએછે. જો તારા ઉમદામાં ઉમદા ચીનોકામને લાલા રૂખ આએ આવકાર દીએછે. (લાત મારેછ) અને તારી તોફમાં તોફે આહેતો હીનદુસ્તાનના ઢોર પણ સુંગસે નહી. હા! હા! (હસીને) આએ જંગલી ગાંસનાં બદલામાં શેહનશાહજાદી તો નહી પણ એક બકરીબી મલવી મુશકેલ છે.

ઔરંગઝેબ—બેટી! બેટી! જરા મીજાજ ઠેકાણે રાખ.

નોગો—નામવર બાનું, જરા દરીઆફત તો કરો. આએ હમારા સેહનશાહની સોહાંમણી શીકલપર તો નજર કરો.

લાલા રૂખ—(હસીને) હા! હા! આએજ પેલો ઝળકતો આફતાબ કે? સું એનું તેજ? આએ નાંકારજ આકાસી હુરો જીવ આપવા તઈઆર થાએ! વાહ! ચીનનાં આફતાબ કરતાં તો દીલી શેહેરનાં કંગાલ ભીખારીનો શીકલ વધારે સોહામની દાસે છે!

નોગો—આએ કેટલું અપમાંન! એ કેમ ખમાએ? ચીનનો શેહનશાહ એનું વેર લેયા વગર રેહનાર નથી.

(ઔરંગઝેબ લાલા રૂખને સમજાવેચ તેટલાંમાં રામસગંગો નીચલું ગાએણ શરૂ કરેછે.)

ગાયણ.

(નહીં જાઉં તું મગારી જસ થામ, થામ, થામ, ની—રાહ.)

આજે મીજલસમાં તારટરીનો ખાંન, ખાંન, ખાંન,
બેજરોગ ખાંન, ખાંન, ખાંન, બેજરોગ ખાંન, ખાંન, ખાંન.
—ટેક.

દબદબા દમામથી, આવે તેની સવારી,
આપો તેને ઘટતું માન, માંન, માંન, માંન.—ટેક.

દેવાનો બનો તે, હીનદમા રે આયો,
લાલા રૂખપર ફીદા કરે જાંન, જાંન, જાંન.—ટેક.

(બેજરંગ ખાંન દાખલ થાએછ.)

**ઔરંગઝેબ**—(મનમાં) આએ સું તોફાન? હવે એ પોતાનો રકાસ કરવા આઓચ, (ઉઠીને ખાનને આવકાર દેએચ તથા પોતાનો પાસે બેસાડેચ.)

**ખાંન**—(ઉઠીને લાલા રૂખનો નજદીક જાએચ.) અએ ચેહેરે નમુન શેહનશાહજાદી, આગલા જમાનાંનાં દાનાંવ દુરવેશો કહી ગયાચ કે ખુબસુરતી લોચુમબકનો શકતી ધરાવેછે અને જવાન તેમજ જઈફ, તવંગર તેમજ મુફલેસને પોતાંની તરફ ખેંચેછ. તેથી જાંણુ ઓ હસતી પુતલી કે તારી ખુબસુરતીનું બેઆન સાંભલી દેવાનો બની હું હયાં આયોચ અને જાવેદાન સુધી તારા ફરમાબરદાર થઇ રેહેવા તઇઆરછુ,

**લાલારૂખ**—(હસીને)અએ બુજરંગ પેદર, આગલા જમાનાનાં દાનાવ દુરવેશો એવું પણ કહી ગયાચ કે મુરખાઈ ઘણાક માણસને આંધલા બનાવી દીએછે અને તેઓનાં નબલા મનપર એટલી હકુમત ભોગવેછે કે તેઓને પોતાંની ખામીથી નાંવાકેફ રાખો, ઈજત ખોવાએ, અને બુજરગીને એબ લાગે એવા હેમકાઈ ભરેલા કામ કરાવેછે,

(આખી દરબાર હસીપડેછે.)

અફસોસ છે કે તમો બોજરંગની નજર ઉગાડવાનુ કાંમ મુજ નાદાંનનાં સરપર આવી પડીઉચ!

**ખાંન**—શુ? આએ નાદાન મારી મશકેરી કરે! હા! દાનાવોનુ દાહાપણ તેઆરજ ખરૂકે એક મોટી ફોજ લઇ આવી હીન્દને તારાજ કરૂં અને આ તુંડી ભરેલી ઓરતને તાબે કરૂં.

(ગુસ્સામાં આવી ખાંન જતો રેહેચ અને તરતજ અંદરથી શંખીઆ બંધ ઘાંટ વાગેચ.)

લાલારૂખ—આ ગોગાટપરથી માલમ પડેછે કે, વલી કોઇની શવારી નજદીક આવી લાગીચ. હા! હા! સું આમ્મે શેહનશાહોને રકાશ બનેચ! અરે પેલો સ્વપનો—

(ત્રિમબક, અને કેટલીક ખુબસુરત ઓરતો હાથમાં વાવટા તથા ગાંટ લઈ દાખલ થાએચ અને લાલારૂખની આશપાશ આવી જાએચ.)

ત્રીમબક—ચેહરે નમુન શેહનશાહજાદી જે નજરાણું હમે તારા પગ આગલ ધરીઉચ તે કબુલ રાખ, શબબ તેમાં ઘણા એમુલાં લાલછે અને તે કાશમીર જેવાં જાહોજલાલી ભરેલાં મુલકના શેહનશાહે મોકલીઉંછે.

લાલારૂખ—બશ તારા એમુલાં લાલને હુ ધીકારૂચ અને જાણુકે ખજાનાને ખાતર લોંડીઓ માફક ચેહરેનમુન શેહનશાહજાદીઓ વેચાતી નથી.

ઔરંગઝેબ—બેટી તુંતો દેવની બનીચ. શું આવો ખજાનો પાછો મોકલાએ, અને આવા દબદબા વાલા શેહનશાહની માંગણી નામંજુર કરાએ?

લાલારૂખ—એવા ખજાંનાંની હું કસી પરવા નહીં રાખતી અને કાસમોરની માંગણી નાંમંજુર કરૂંચ.

(ઓરંગઝેબનાં હોકમથી માહુદ ઉઠીને ત્રીમબકને સમજાવેછ અને બેસાડેચ.)

ઔરંગઝેબ—(તાજુબ થઈ) એ કોણ?

(ખોરાસાન બાદ હાથમાં રંણશીગડુ લઈ હાફેઝની સાથે દાખલ થાયછ)

ખોરાસાન બાદ—હું. મારા કાંમની તુરાઈ હું પોતે ફુકુંચ.

હાફેઝ—(બગલમાંથી પોથો કાહાડી.) અને હું હાફેઝ સાહેર બેત જોડી હું પોતેજ ગાઉચ.

ઔરંગઝેબ—બોલ, બે અદબ તારૂં નાંમ સુંછે, અને શા કાંમસર હયાં આવવાની તે હીમત કીધાચ?

હાફેઝ—(મનમા) વાહ ? નાંમ, કામ, શાહિબાની શાહેર થવા માંગેચ. (મોટેથી) નાંમવર શાહ, નાંમ મારૂં છે શાહેર હાફેઝ, ને બેત બાજી છે માંરૂ કાંમ. જુઓ આએ બે તબાજીનો ગંજ. (પોથી દેખાડેચ.)

માહુદ—અએ હેમક તુને કોઇએ સવાલ કીધો નથી વાશતે અદબથી ઉભો રેહે.

ઔરંગઝેબ—બોલ તું સું માંગેચ ?

ખોરાસાનબાદ—બુલંદ બખત શાહ જરા ધીરજ પકડી મારો હેવાલ સાંભલો.

હાફેઝ—હં. હવે હાફેઝ શાહેરે જોડેલું ગાએણુ ચલાવો.

ગાએણ

(મયતો બે હાઇથી ગબરૂ જવાનની--રાહ)

ખોરાસાનબાદ—સરદાર સુરો ખોરાસાનબાદ નામ,
લુટ ફાટને ચોરી હમેશ મારૂ કામ.—ટેક.
મુસાફરને લુંટી ખાશા કરૂછ તાજા,
સુરા સાથીઓને આપુછ ઇનામ.—ટેક.
સરવેનો હું મુખો જંગલનો રાજા,
મોજ મજાહ કરૂછ સુબો શામ.—ટેક.
શેહરને જંગલનાં બે શેહનશાહ,
ચાલો ઊડાવીએં શરાબની જામ—ટેક.
લાલા રૂખનો આપો ખોરાસાનને હાથ,
શુભ શાહદીનો મચાવો હીંગામ—ટેક.

ઔરંગઝેબ—નીચ ગુલામ, એ તું શું બકેચ ? નીકલ હયાંથી નહીતો તારી શેખીને સારૂ તારૂ સર તનથી જુદુ કરવામાં આવશે.

ખોરાસાનબાદ—સું ? મારી માંગણી નાંમંજુર કીધી ? મને અપમાન લગાડયું ! મારી આબરૂ લીધી ! જાંણ એ શાહ કે એક દાહાડે તુંને પસતાવું પડશે. ખોરાસાનબાદને અપમાન કરી તું ફાવી નહીં જશે. કીનાંનાં શોહોરથી દીલી શેહે

રને પુજાવસ, લુટસ, ચોરશ, લેશ તારૂં રાજપાટ,તારો જાનાં
અને પછી લાલા રૂખને કરસ હાથ.—

હાફેઝ—બેતબાજી રમો તોડશ હું ગુલેશતાનનાં ગુલ,
આકાશની બુલંદોએ પોંહચી હાથ કરસ નાંજુક આ ફુલ.
(બેઉ જાએચ.)

નોગો—(બાહર આવી) હમારા શેહનશાહના ખોફથી આખું
હીંન્દ કાંપશે. (રસાલા સાથે જાયછે.)

ત્રીમબક—અલબત કાશમીરખી ફીનો લેયા વગર રેહશે નહી.
(રસાલા સાથ જાએચ.)

ઔરંગઝેબ—એક ઘડીમાં હીનદુસ્તાનપર કેટલા જણા ખફા
થઈ બેઠાચ ? વારૂ. જોઇએ હવે કોણ આવેચ.
(ફરામર્ઝ ગવૈયો બની દાખલ થાએચ.)

ફરામર્ઝ—હું.

લાલારૂખ—(મનમાં) અરે આએ સુ ! એતો પેલી પરીનાં
એલમને જોરે જે શખશની શીકલ મારા જીગરની તખતી-
પર કોતરાઇ રહીચ તે ખુબરૂહ જવાંન ! હા ! તેજ શીકલ !
તેજ અવાજ !

ઔરંગઝેબ—અએ બેઅદબ બોલ સું માગેચ ?

ફરામર્ઝ—એક મીશકીન ગવૈયો ખુબસુરતીની પરી આગલ
ગુડંણપર પડી તેણીનો ફરમાંબરદાર થવા ચાહેચ. અને
અગર તેણીની ખાએશ હોએતો તે ગાવાને તઇઆર છે.
(સારંગીપર હાથ ફેરવેચ.)

માહુદ—એ સુ હયાં તોફાન મચાવીઊચ !

ઔરંગઝેબ—આએ કેટલી બેઅદબી ! ઉફ. અગર હીનદની
સેહનશાહજાદીનો હાથ મેલવવાનુ તું ગુમાંન ધરાવતો
હોએતો તે વાત દેવાનાંપણાંની હદથી બાહર જાયછે !

ફરામર્ઝ—અલબત હું માંગણી કરવા આયોચતો ખરો.

લાલારૂખ—હા ! આથી આ જીગરમાં કેટલી ખુશાલી પેદા
થાએચ !

ઔરંગઝેબ—ચુપ બેટી !

માહુદ—સુ? એક નીચ ગવૈયો આટલુ ગુમાન ધરાવે!
ફુરામર્ઝ—નહી હું બીજાને શારૂ અરજ ગુજારવા આયોચ.
લાલારૂખ—કમબખતી!
ફુરામર્ઝ—બપુકેરીઆ જેવા જાહોજલાલી ભરેલા મુલકનો જવાન શેહનશાહ—
લાલારૂખ—(મનમાં) હા! એની માંગણીતો પરીએ મંજુર રાખવા ફરમાંવીઊચ. એ શું ભરમ? કેટલી તાજુબી ભરેલી વાત.
ઔરંગઝેબ—તેનાં એલચીઓને અંદર બોલાવ.

(ફુરામર્ઝ જઇને થોડાક છોકરાઓને તથા નેમુને ને સાથ લઇ આવેચ. તેઓ ગાએણ ગાતા દાખલ થાએચ)

ગાએણ.

(કમ લેન લૉર્ડ ફ્રિલ ધો ફ્લોઇંગ બાઉલની અંગ્રેજી રાહ.)

મોહબત માંગે લાલારૂખ તાહારી, બપુકેરીઆનો શેહનશાહ.
દુખીછે દરદી, (૩.)
રૂજવ ઇશ્કનો રે ગાહ.
મોહબત માંગે લાલારૂખ તારી.
જર જવેહરાત માસુકને, નહીં તે નજર કરે,
મોહબત ખરી તેની, (૩.)
જાંન તું હઝુર ધરે.
મોહબત માંગે લાલા રૂખ તારી.

લાલારૂખ—અગર જવેહરાત નહીં તો. તમારા શેહનશાહે મારે સારૂ શું નજરાંણું મોકલીઉંચ?
નેમુને -(નજદીક જઇ) નાંમવર બાંનું, બપુકેરીઆનાં શેહનશાહ તરફથી મોહબતની નીશાન, આ ગોલાબ, મોહબતની પરી તુંને નજર કરે છે.
લાલારૂખ—સું? નજરાંણામાં એક ગુલાબનું ફુલ!
ફુરામર્ઝ—અને પાકીજેહ પ્યાર.

ઔરંગઝેબ—અમે બેઅદબો, તમારા શેહનશાહે તમાંમ હીંન્દને મોહટું અપમાંન આપ્યુઉં છે.

માહુદ—અએ દેવાનાંઓ, ગોલાબનાં ફુલથી સું શેહનશાહજાદી મલતી હશે!

ફ઼ુરામર્ઝ—નાંમવર શેહનશાહ, તું આવીંદની ચેહેરેનમુન બેટીની તસવીર જોઈ હમારો શેહનશાહ દેવાનો બની ગયોછ તેથી એક દાનાવ દુરવેશે રમલ નાંખી એવું ફ઼રમાવ્યું હતુ કે આએ રીતે મોહબતની પરીને હાથે ગોલાબ, જે ખરી મોહબતની નીશાન છે, તે લાલારૂખને આપવાથી એઓ બેઉનો મેલાપ થશે અને શાહની બીમારીનો અંત આવશે તેથી હમો હયાં આયાચ.

ઔરંગઝેબ—એ વાત તદન ગલત છે.

લાલારૂખ—ફ઼ારનનાં ખજાના કરતાં આએ સાદુ ફુલ મને ઘણું વાહલું છે

ઔરંગઝેબ—પણ તે કંઇ પણ નજર નહીં કરતો.

લાલારૂખ—અગર જેઆરે તે પોતાનું આખું જીગર આપેછે તેઆરે તુકડાની સા સારૂ આશા રાખીએં?

ફ઼ુરામર્ઝ—(ખુશી થઇ) નેક બાંનુ, સું હમારી માંગણી તું મંજુર રાખેચ?

લાલારૂખ—(તેની તરફ઼ મોહબત ભરી નજરે જોઇ.) તેથી તુ ખુશી થસે?

ફ઼ુરામર્ઝ—અલબત. અગર તું તેની ઉપર મોહબત દોડાવશે તો મારી ખુશાલીનો પાર નહીં રેહશે.

લાલારૂખ—(મનમાં) આએ સું તલેસમ! હું આએ ખુબરૂહ જવાનને દીલોજાંનથી ચાહુચ પણ એતો બયુકેરીઆનાં શેહનશાહની ભલાંમણ કરેછે. અરે આએ જીગર એવું કેહચ કે એ માંગણી કબુલ રાખ, એથીજ તું શદાની સુખી રેહસે.

ઔરંગઝેબ—બેટી જરા દરીઆફ઼ત કર.

માહુદ—નામવર ખાનું, ગરીબાઇનોતો જરા વીચાર કરો.

ફુરામર્ઝ—બખુકેરીઆની તીજોરીમાં ખજાનાની ખુટ નથી, અને જે કોઇ હમારા શેહનશાહને અપમાંન લગાડશે તો તેને શારૂ આએ તેજ શમશેહર તઇઆર છે. (ફુરામર્ઝ તલવાર ખેંચેચ.)

ઔરંગઝેબ—(ગુસ્સે થઇ.) કેમ ?

ફુરામર્ઝ—મુજ કમતરીનને માંફ કરો !

ઔરંગઝેબ—બેટી, અગર તારી ખુસી હોયતો હું પણ બખુકેરીઆના સેહનશાહની માંગણી મંજુર રાખુંચ.

ફુરામર્ઝ—રોશન તાલેના શેનશાહ, મારા મુરબ્બી તરફથી હું તું નામવરનો ઉપકાર માનુચ. અગર તુ નામવર હમારી ઉપર મેહેરબાંન થયોચ તેઆરેતો શાહજાદી શાથ હયાંથી કુચ કરવાની હમુને પરવાંનગી આપ.

લાલારૂખ—હા. તારી શાથ આવવા હું રાજી છું.

ઔરંગઝેબ—બેટી, જાંહ હોય તાહ શુખી રેહજે. (દરબારીઓને) જાઓ શાહજાદીનો શામન તઇઆર કરાવો.

(લાલારૂખ ઔરંગઝેબને ગલે વલગેચ.)

ગાયણ.

(કાંહરો સે બલબા મોરાની રાહ.)

કોરસ.........પડીએ છુટાં હવે સઉ,

લાલારૂખ તથા ફુરામર્ઝ... } તમને સલાંમ !

માહુદ.......યઝદાનું લઇ નામ ! પડીએ છુટાં હવે સઉ—

લાલારૂખ...પ્રોય પેદર તુંથી રજા રે હું આહું,
યાદ કરસ સોબ અને સાંમ.

કોરસ.......પડીએ છુટાં હવે સઉ.

લાલારૂખ...દીલીને સલાંમ,
માહુદ.......પગ્રદાંનું લઈ નામ.—પડીએ હવે છુટાં સઉ.

માહુદ.......શાહજાદી સાથ જઈ સહી સલામત,
પોંહચાડસ તેને રે મુકાંમ.
કોરસ.......પડીએ છુટાં હવે સઉ.
લાલારૂખ...મેહલને સલાંમ,
માહુદ.......પગ્રદાંનું લઇ નામ. પડીએ છુટાં હવે સઉ.

ઔરંગઝેબ...રજા છે માગી બેટી સદા સુખી રેહજે,
નાંમ મેલવજે સુભ કરી કાંમ.
કોરસ.........પડીએ છુટાં હવે સઉ.
લાલા રૂખ....વતનને સલાંમ,
માહુદ.........પગ્રદાંનું લઇ નામ.—પડીએ છુટાં હવે સઉ.

ફુરામર્ઝ........દીલદારછે દુઃખી, દરદ દફે કરો,
જાંન પડશે વીલમનું કાંમ.—
કોરસ.........પડીએ છુટાં હવે સઉ.

લાલા રૂખ. તથા ફુરામર્ઝ } તમને સલાંમ.
માહુદ.........પગ્રદાંનું લઇ નાંમ.—પડીએ છુટાં હવે સઉ.

લાલારૂખ....સલાંમ ! સલાંમ !

(પરડો પડેચ.)



# અંક ૩ જો—દેખાવ ૧ લો

## લુટારાઓનો ગોફો.

(ચોરો વીખરાઇને સુતેલા દેખાયછે.)

હાફૈઝ—(અંદરથી.) અરે! બધા કાંહ મુઆં? (દાખલ થઈ) તમારૂ સતીઆનાશ જાએ લાંબા ટાંટીઆં કરી સુતાય શાના? આએ જમાદાર શાહેબ તો બીલાડાની માફક ગોહરેચ! અરે તમારૂ નખોદ જાએ હવે ઉઠો! વાહ! જાણે કંઇ શાંભલતાજ નહીં. બધા બેહેસ્તમાં મુકામ કરી શુતાય. પણ તમારા કાંનમા કકડાવીને ગરમાં ગરમ સીસું નામી, બ-બે પગે કુદાવીને તમુને બધાને દોજખમાં મોકલુ તેઆરેજ હું હાફૈજ શાહેર ખરો. પણ સબર! (મોટેથી) દુશમન! દુશમન! સરકારના સીપાઇ! ઉઠો! અરે જલદી ઉઠો! બાંધી ઢાલને તલવાર, મારો દુશમનને માર.

(બધા ચોરોની ઉંઘ ભાગી હોય એવું જણાએચ અને તેઓ "ઉંહ ઉંહ ઉંહ" કરેચ, હાફૈઝ પોતાની પીઠ થોકેચ) સાબાસ હાફૈઝ. કેહવી સરસ તાલ લગાડી!

૧લો ચોર—(જરા ઊઠી આંખ ચોલીને.) હાફૈજ શાહેબ દુશમનને મ-મ મારો! (અવાચી ખાયછે) હું તો કની તે જરા પ-પ-પોહડી ઊઠું. (પાછો સુઇ જાએચ.)

૨જો ચોર—(૧ લાની માફક ઊઠીને,) ભાઇ ઊઠો. (અવાચી ખાએચ.) દુશમનને મ-મ મારો. (પાછો શુઇ જાએચ.)

૩જો ચોર—મારો મારો. જોયા શું કરોચ? (અવાચો ખાએચ ને ગાએચ) "પોઢી જારે પેઆરા મારા પોરકા રે તુ પોઢો જા પેઆરા પોરકા." (સુઈ જાએચ.)

હાફૈઝ—આએ અશીમીઓતો મારે માંથેના મલીઆં! વાહ! આએ લેહરીનાતો સએ જીવ જાએચ. (લાત મારીને ગાએચ.) "ઊઠા જારે લેહરી મારા દેડકા રે તુ બેઠી ખાલેહરી દેડકા." (બધાને લાત મારી ઊઠાડેચ) ઊઠો.

બધા—જુલમ ! જુલમ ! સુ જરા આશાએશની નહી મલે ?

હાફૈઝ—જાઓ ! તમારે કાંમે વલગો, શરદાર આવે તેઆરે તમારી વાત. (બધા ચોરો જાએચ) કોઇ સાંભલેચકે. (ફરી ફરીને જોએચ) ઓ મારો હીન્દા ! તારો ને મારો, નહી મારોને તારો મેલાપ કેઆરે થશે ? આવ આવને તારા દીલદાર હાફીજને ગોડમાં લે (મોટેથી) માસુક ! માસુક ! દેવો, જીનો, પરીઓ, હુરો, મારી મનમોહન માસુકને લઇ આવો.

(તરતજ જમીન ફાટેચ અને તેમાંથી એક દરામણો દેવ હાથમાં સાંપનો ફટકો લઇ નીકલી આવેછ.)

ઓહ ! બાપરે ! આએ સું બલા એ આફત ! માંફ કર બાપુ !

દેવ—ઓહ ! બોલ સું માંગેચ ?

હાફૈઝ—ઓ ખુબસુરતી ભરીઆ ફીરેસ્તા, માંફ કર તારે પગે પડું, બાપું તારૂં બખતાવર પગલું હયાંથી દુર કર. (જમીન પર પડી જઇ) ખોદાને ખાતર માંફ કર. (એક ભયંકાર વાંદર બીજી બાજુએથી નીકલી આવેચ અને આંખ બંધ કરેચ તેટલાં દેવ ગેબ થાએચ) ગીઓ કે ? વાહ ! નાપાક સેતાન દુર થયો ખરો (વાંદરની બાજુએ નજર કરી) ઓ ! આએતો બીજી બલા સાંમે આવી ઉભીછ (પાછો પડી જાએચ અને આંખ વીંચેચ.) જુલમ ! આફત ! બલા ! કમબખતી ! સરદાર ! ખોરાસાનબાદ ! મુઓ. સરદાર ! મુંઓ !!

(વાંદર ગેબ થાએચ. ખોરાસાનબાદ ગુસ્સામાં દાખલ થાએચ.)

ખોરાસાનબાદ—ફીનો ! ફીનો ! હા ! વેર લેવાના વીચારથી મારૂં લોહી તપી આવુંચ.

હાફૈઝ—ખોરાસાનબાદ, સરદાર મુંઓ !

ખોરાસાનબાદ—કેમ હાફૈઝ બુમો કેમ પાડેચ ?

હાફીઝ—ભુત રાજ હવે માફ કર, વાંદરની શીકલ છોડી હવે ખોરાસાનબાદ બની આયોછ પણ હું તારી તરફ નહીં જોવાનો.

ખોરાસાનબાદ—અરે એ અકલી ઉઠ. ભુત ને વાંદર કોઈ નથી. (હાફીઝને ઉઠાડેચ.)

હાફીઝ—પેલો વાંદર ગીઓકે? હવે પેતમાં ઠંડક પડી.

ખોરાનશાનબાદ—ચાલ, હેમકાઈ નાં દખાડ. જો કીનો લેવા તૈયાર થા.

હાફીઝ—ચાલો. લઈએં દુશમન પર કીનો, ફાડીએ તેઓનો સીનો, ને વળી હાડકાંનો કરીએ ખીમો. સાબાસ હાફીઝ સાહેર, જીવતો રેહજે.

ખોરાસાનબાદ—ચાલ હીન્દનાં શેહનશાહ ઓરંગઝેબપર કીનો લેવા સારૂ સરવે સાથીઓ સાથ આપણે મસલત કરીએં.

હાફીઝ—ચાલો. તમે આગલ ચાલો પછી હું હીંમતથી પછવાડે આઊચ.

(બેઊ જાએચ, અને લાલારૂખને ફરામર્ઝ દાખલ થાએચ.)

## ગાએણ.

(બઝમુમે રોને લગેની રાહ પર)

લાલા રૂખ—દલગોર કેમ દીસેછ, અએ ખુબરૂહ જવાંન,
ચેહરો પડયો જરદ, દેખાએ દુખનો નીશાંન.

ફરામર્ઝ—અએ શાજાદી હુરોની, રે સીધાં શરવનાં ઝાડ,
વફાદારીપર થઈચ, મોહબત હવે સવાર.
બજાવા કાંમ શાહનું, થયોતો તુરત તૈયાર,
મુરાદ બર આવવે, રહયો દુખનો નહીં પાર.
જીગર જલેછ હવે, થયોચ હું જબરો હેરાંન,
દંખ દુખનો ન સોસોએ ત્યારે બોલુંચ જુબાંન.
સુંદર તારી સીકલ જોઈ, નીકલયોચ આ જાંન,
ઈજત, આબરૂ, ઈમાંન, કરૂંચ તું પર કુરબાંન.
દુખી મારો હાલ જોઈ, થા ગુલાંમપર મેહરબાંન,
યાતો શમશેહર લઈ, મુજનો જલદી લે જાંન.

લાલારૂખ—(ગુડણપર પડી બંદગી કરતી હોય તેમ)
રે ખાવીંદ ખલકનાં, અએ શેહનશાહે જાંહન,
હીંમત લાંડીને બક્ષી, થા તેપર મેહરબાંન.
(ઉઠીને)
ઓ બેઈમાંન, બેશરમ, બદહવસ જવાંન,
બોદાઇ બોફથી કાંપી, ચુપ રાખ જુબાંન.
બનને જાંહનમાં પડેચ, બેવફાઇપર લેયાનત,
તજી બદવીચાર તમાંમ, પાખ રાખ દયાનત.
ગર ફીદા તું થયો તો, મુજપર ઓ નાંદાન,
તો કેમ નહીં કીધું તેનું, દરબારમાં બેઆંન.
તાજદાર શેહનશાહ મેલી, થતે તારી મોહરદાર,
આ સીકલપર છોડતે, વતન ને ઘરબાર.
કોલથી બંધાઇ હાલ, બનીચ તારા શાહની બાંદી,
બેવફાઇ કદી ન કરસે, હીન્દની શાહજાદી.
(લાલા રૂખનાં સખુન સાંભલી ફરામર્ઝ
છેહલે હસી પડે છે.)
(કોઇ ઘડી ન વસલકી આઈ તમામ રાતની રાહ.)
ફરામર્ઝ—રે ફીરેસ્તાઇ ખસલતની, નાર વફાદાર,
આફ્રીન હોજો તુંપર, હજારો હજાર.
દેઆનત તારી શાચી, નેક તારા વીચાર,
પાખજે દામાન તારી, પાકીજે પેઆર.
આજમાએશ કરવા, મેં બોલીતી જુબાંન,
મકર ભરી બોલીથી, ઉઠાવ્યું તું તોફાંન.
ફતેહ તારી થઈછે રે સચાઈનાં જાંન,
તકસીરની તોજેસ કરૂં થા મેહરબાંન.
(ફરામર્ઝ ગુડણપર પડી લાલારૂખને નમેચ.
ફરામર્ઝના આવા સખુન શાંભલી લાલા-
રૂખ, જે ફરામર્ઝને દીલોજાનથી ચાહેચ
તે નાસીપાશ થઇ જાએચ અને વીચાર
કરતી ઉભી રેહચ અને ગાએણ પુરૂં થ-
વાબદ ફરામર્ઝને હાથ પકડી ઉઠાડેચ.)

લાલારૂખ—(તેજ રાહ)

ફરેબ રમ ચાહે તેમ, છું નસીબને આધીન,
લાલારૂખ રાખસે, એકજ રે આફ્રીન.
ગર તારા શેહનશાહની મેં જોઇ નથી સીકલ,
દીલ મારૂં કેહછે કે, સઉ થસે સફલ.
ગેબી બસારતથીજ, રાખીછ માંગણી મંજુર.
એશ આરાંમથી છે, ભવીશય ભરપુર.

(છાંડો લંગરવા મુરખ મોરી બાંધરીની રાહ)

ફરામર્ઝ—આપી શેહનશાહનાં બખ્તે ખરી યારીરે,
મલી નેક નારી, નાંમ વફાદારી રે.—ટેક.

ઉંચી ઓલાદ, માહતાબી જેનો મુખડો,
તારીફ ખલક ગાએ રે.
આફરીન, આફરીન, આફરીન રે,
આકાશી હુરો, સરમમાં પડે ભારી રે.—ટેક.

(કોઇ ઘડી ન વસ્લકીની રાહ)

માહુદ—(અંદરથી)

અરે કાંહ ગુમ થઇ શાહજાદી ઓ યાર,
નીશાન તેઓનો આપો, થયોચ હું બેજાર.

ફરામર્ઝ—એ કોણ ?

લાલા રૂખ—પેલો ટકટકીઓ માહુદ.

ફરામર્ઝ—હા. સાંમેથી તે હાંફતો હાંફતો આવેછ.

લાલારૂખ—ચાલ વરી તેનું ટાહેલું સરૂ થવાનું—

માહુદ—(અંદરથી) એ લોક કાંહ ભરાઇ બેઠાંચ ? (દાખલ થઇ.) અરે તમે તો હયાં મજેહ મારોચ ને હું તમારે વાસ્તે ફીકર કરીઆ કરતો હતો. નાંમવર બાંનું, હયાં આવવાની શું મતલબ ?

લાલારૂખ—બસ નામવર બાંનુની એવીજ મરજી થઇ હતી.

ફરામર્ઝ—હવે બુધા ચુપ રેહ. (માહુદનાં બરદાપર થબડાક મારેચ.)

માહુદ—(તલવાર ખેંચી) નીચ ગુલામ, કેટલી બેઅદબી કરેચ! ખડેલા પગ ગલીચા સુધી!

લાલા રૂખ—માહુદ મારે ખાતર એને માંફ કર.

ફરામર્ઝ—નામવર બાંનુ, જો કે હું ઓલાદે નીચ છું તોપણ, નાંહીંમત નથી તેથી લડવા તઈઆર છું.

માહુદ—પણ નહીં એવા નીચ સાથ બરોબરી કરવી સારી નહીં. તેથી નાંમવર બાંનુ, તારી ખાએશ મુજબ હું તલવાર મેઆનમાં નાખુંચ, પણ કોઇ વખત જો કામ પડીઉં તો પછી—(તલવાર કાઢીને ભપકામાં ફેરવેછ. તેવામાં ખોરાસાનબાદ નાંગી તલવાર લઇ દાખલ થાએચ.)

ખોરાસાનબાદ—ચાલો. ખોરાસાનબાદને તાબે થાઓ નહીતો.—

ફરામર્ઝ—અએ દેવાનાં, તું બકેચ શું? અકલ કાંહ ગુંમ થઇ ગેઇ?

ખોરાસાનબાદ—ચુપ!

માહુદ—(તલવાર નાંખી દઇ) કમબખતી!

ફરામર્ઝ—અએ બુમબ, શેતાબીથી તારી તકસીરની તોબેશ કર નહીંતો તારા હાડકાંનો ચુરો કરી નાંખસ.

ખોરાસાનબાદ—હાફેઝ!

(હાફેઝ દાખલ થાએચ.)

હાફેઝ—આયો શાહેબ. (જોઇને.) અ ર-ર-ર! હીન્દા નહીં મલે! ત્યારે તો આપરે તો કંઈ જાંણતા નહીં બા. (કાંનપર હાથ મુકેછ.)

માહુદ—(બીહને) ઓ બાપરે! હવે તો બે થયા.

ખોરાસાનબાદ—ચાલો. સાથીઓ કાંહ મુંઆ?

(ચોરો દાખલ થાયછ.)

૧ લો ચોર—શું હોકમ સરદાર સાહેબ?

૨ જો ચોર—ઓલા બધાંને કાપી નાંખીએ?

માહુદ—(ખોરાસાનબાદ આગલ ગુંડણ પર પડીને) સરદાર માંફ કર. મારો કંઈ વાંક નથી. હું તારે તાબે છેઉં.

ફરામર્ઝ—હીચકારાનાં સર પર લેઆનત પડજો! અએ મુજીઓ આલે, હું તમુને કેવી સોકસતે પોંહચાડુંચ.

(લડાઇ થાએચ. ખોરાસાનબાદ લાલા રૂખને પકડેચ. લાલારૂખ તકડીમાં ખાએચ. ફરામરઝ બધા ચોરો સાથે લડેચ અને માહુદ જમીન પર ચતો પાત પડી જાએચ.)

લાલા રૂખ—કોઇ મદદ કરો! મારા બચાવ સારૂ કોઇ હાથ લંબાવો.

ફરામર્ઝ—હા! હું આએ શું સાંભલુચ? વલ્યું નખોદ!

(પડી જાએચ.)

માહુદ—કોઇ મને નાં છોડતું. જો બાપું તારે પગે પડું.

(ચોરો ફરામરઝ તથા માહુદને પકડેચ અને બેઉની સાંમે તલવાર ધરેચ.)

ફરામર્ઝ—ગુલબદન સહેનશાહજાદી છેલ્લી સલાંમ?

લાલારૂખ—કમબખતી!

ખોરાસાનબાદ—હા! હવે લાલારૂખ મારી થઇ ખરી. શાથીઓ ફતેહનાં નગારાં વજાડો.

નેમુને—(એકદમ નીકલી આવી.) સબર!

ખોરાસાનબાદ—એ કોણ!

નેમુને—અએ નીચ ગુલાંમ, ગુઠણ પર પડી તારા ગુનાહની માંફી ચાહ. શું? નહીં. ઠીક. (જાદુઇ લાકડી ફેરવેચ જેથી જમીનમાંથી તેમજ આશમાંન પરથી દરામણાં દેવોનું લશકર નીકલી આવેછ. તેમાં પેલો વાંદર પણ દેખાએચ.)

હાફેઝ—ઓ બાપરે! પેલો દરામણો દેવ અને વલી પેલો સતી આનાશ ગીઓ વાંદર! અરે હવે કાંહ નાંસું?

(ખોરાસાનબાદ અને હાફેઝ નાસી જાએચ. દેવો બધા ચોરોને પકડેચ.)

લાલા રૂખ—હા! આપણા બખ્તે યારી આપી.

માહુદ—આપરો જાંન બચયો! સુકર ખોદાતાલાનાં!

ફરામર્ઝ—માંનો આએ ફીરેસ્તાનો ઉપકાર.

(લાલા રૂખ, ફરામરઝ, માહુદ, તથા દેવો નેમુનેને નમેચ.)

## દેખાવ ૨ જો.

### જંગલ.

(ખોરાસાનબાદ દાખલ થાયછે.)

ખોરાસાનબાદ—(વીચાર કરતો કરતો.) એક વખત તો હું નાંસીપાશ થયો—મારી તમામ મેહનત ફોકટ ગેઇ! પણ કંઇ નહીં. એનો બદલો ખોરાસાનબાદ લેયા વગર રેહસે નહીં. તાલમેલ કરી એ લોકને બીજી વખત ફસાઉં, અને પછી લાલા રૂખ મારીજછે. હા! લાલા રૂખ! અરે એ નાંમ જ મને દેવાનો બનાવી નાંખેચ! એવી હસતી પુતલીને હું હાથ નહીં કરૂં તો મારૂં જીવતર શું કાંમનું! (વીચાર કરેચ) હા? ઠીક તાલ હાથ લાગી. હવે એપર અમલ કરૂં અને પછી લાલા રૂખને બગલમાં લઇ અમન ચમનમાં દાહડા ગુજારૂં. (ભપકામાં જતો રહેછે.)

---

## દેખાવ ૩ જો.

### લાલારૂખની મુસાફરી.

(મોતીનો તલાવ. અને તેનો આસપાસનો દેખાવ)

(લાલા રૂખ સાહેલીઓ સાથ બેઠેલી, ફરામર્ઝ પાસે ઉભેલો, અને માહુદ હુકો પીતો દેખાએચ.)

### ગાએણ.

(સજન મુખડા બતલા જારેનો—રાહ)

ફરામર્ઝ—આદમ કીરતી, શાહેબની ગા રે,
ખુદરત ખીલી નશીઅત કરે.—ટેક.
તલાવ મોતીનો મનમોહન,
સુગંધી ફુલોનો રે ચમન,
ચાંન્દ, સુરજ ને, આએ ગગન,
જોઇ રબનો દાસ થારે.—ટેક.
ખલક, ફલક, તેને આધાર,
સેતારાઓનો તે સરદાર.
પેદર, માંદરને, તેજ તારો યાર,
ખરાં દીલથી તેને ચાહ રે.—ટેક.

લાલા રૂખ—વાહ ! આફરીન છે ફરામર્ઝ તું પર, તારા ગાએણ પર અને તારા હલકપર ! તે રેહમ દીલ કીરતારની કીરતી ગાવામાં મશગુલ રેહવું એ જેવું બીજુ સુખ શું છે ! બદ બખતનાં મરદાને તે શાહેબની સેવા બજાવાને કરાહીઅત છુટે છે પણ નેકીના યારને તો કરાહીઅતને બદલે બેહદ ખુશાલી હાંશલ થાયછે; અને વલી જ્યારે ગાએણની હસતી પુતલી આદમનાં આએ સુભ કામને મદદ આપેછે, તેઆારેતો દુનીઆની શઘલી જંજાલ વીસરી જઇ તે ખુબીવંત ખાવીંદની હરપલ નોકરી કરવાનાં અને બેધડક નેકીની રાહ પકડવાના બેઆલથી ખુશાલી જીગરમાં સમાંતી નથી. આહ ! ગાએણ ! ગાએણ ! ગાએણની લેહજત શરાબ અને શરબતથી જેઆદા છે. ગાએણની નાંજની એવીતો હીકમતબાજ છે કે પોતાના મનમોહન શરોદાને લેહજતદાર શરાબ પાઇ આદમનાં કાંનને પોતાનાં હમેશનાં નફર કરી રાખેચ, એટલુંજ નહીં પણ વલી ઉંઘનો પરીનાં રૂશવત લઇ પોતાનાં નાંજ નખરાંની જનજીરમાં આપરી નીરદોસ શખશને પકડી ઊંઘના બાંદાંઆેને સવાધીન કરેછે. કેમ માહુદ તારો શું વીચાર છે ?

માહુદ—નામવર બાનું, એ ગાએણ કંઇ મને પસંદ પડીઊં નહીં.

(લાલા રૂખ હસી પડેછ.)

ફરામર્ઝ—(નમીને) જેમ બંદેનવાજની મરજી.

ગાએણ.

(કહું કયા ફુલકકા સતાયા હું મે ની રાહ.)

લાલારૂખ—ફરામર્ઝ, પાછી બોલરે, શીરીન તારો જુબાંન,
તારા શેહનશાહનાં મેહલનું કર બેઆંન.

ફરામર્ઝ—જુબાંન કેઈ કરે, તે મેહેલનું રે બેઆંન,
બાગે બેહસ્ત તે, યા ખરૂંછે પરેસ્તાંન.
મોહરાઈ શેહનશાહની, તેથી છે આજ,
બાદશાહી મેહમનો, તેછે સરતાજ.
નામ તેનુંછે, મેહલ "મીનોઈ જાંહુન"
આશપાશ તેની છે બાગ "દેલ આરામ."
દંગ થાએચ આદમ, નજર તેપર કરી,
હવાને બાગ બનાવેચ, મેહકાટ ભરી.
શેહનશાહોએ બોધ્યચ, તે સારૂ ગાદી,
ખ્યાલ તેનો આવશે જયારે, જોશે શાહજાદી.

લાલા રૂખ—સેતાબીથી ઊઠીને, છોડો આ મુકાંમ,
જોઇએ જલદી જઇ, બાગ "દેલ આરામ"
અજબ છે ફરામર્ઝ તારાં ગાએણની કેફ,
કર હમને રસતાની તાર્સીરથી વાકેફ.

ફરામર્ઝ—સુંદર આએ તલાવછે મોતીથી ભરપુર,

માહુદ—ફોકટ નાં સતાવ અદબથી રેહ દુર.
જલદી જઇ કુચનો શામન કરાવ તૈયાર,
ખોટું તાહેલું કરવામાં નથી કંઇ સાર.

ફરામર્ઝ—હું ?

માહુદ—હા ! તું !

ફરામર્ઝ—(મનમાં) અરે વલી હું મારી મુશ્કેલ હાલત ભુલી ગીઓ.

માહુદ—દોડ સેતાબ.

ફરામર્ઝ—(નમીને) જેમ તું બાંદાંની મરજી. (જાએચ.)

લાલા રૂખ—ચાલો સાહેલીઓ આપણ પણ તઇઆરી કરીએ.

(લાલા રૂખ, સાહેલી અને તેઓની પછવાડે માહુદ જાએચ.)

(દેખાવ બંડોમાં બદલાયછ.)

(હીન્દા ને હાફેઝ દાખલ થાયછ.)

હીન્દા—જો તપાશજો !

હાફેઝ—કંઇ ફીકર નાં કર રે મારા જાંન, હું તો કાપસ સરવેના કાંન. અરે તુને થોડીજ ખબરછે કે તારો દીલદાર હાફેઝ બેતબાજી રમતાં શીખીયોછ. જો આએ ગજલસ્તાનનો ગંજ જોયો. (ચોપડી બગલમાંથી કાહડેચ.) હાફેઝને હીન્દાની મોહબતનો હેવાલ મે તમાંમ ગજલોમાં જોડી તઇઆર કીધોચ તે જેવારે બાહાર પડશે ત્યારે યુસુફ જુલીખાં અને લેલી મજનું સરમાઈ સર છુપાવશે.—

ઓ મારી હીન્દા ખુબસુરતી તારી છે નીખારેલાં વેગણાં જેવી, વાહલી તું લાગેચ તારા હાફેઝને કેવી?

(માહુદ દાખલ થાએચ.)

માહુદ—આએ નીચ ગુલામનો તો હવે ધાટ ઘડવો પડશે—શું એક ગવૈયો મારી બરોબરી કરે ? (હાફેઝને જોઇ) એ કોણ ?

હીન્દા—(ગભરાઇને) નાંમવર માહુદ એ મારો એસોછે.

હાફેઝ—નોકર હું છું તારો નેક નાંમવર, દયા લાવ ગરીબ પરવર.

માહુદ—બોલ, શું માંગેચ ?

હાફેઝ—નેક નાંમવર, ચાહુંછ થવા તારો નોકર.

માહુદ—ઠીક તું કીઆ કાંમ લાએકછે ?

હાફેઝ—જે તું નામવર ફરમાવસે તે બજાવા હું તૈયારછું. ફરેબ અને ફંદાની માંડસ બાજી—જુની લડાઇ કરસ તાજી, સરવેને રાખસ રાજી, લડાઇમાં કરશ દુશમનને ઠાર, શદા રેહવશ તુ નામવરનો તાબેદાર.

માહુદ—વાહ ! સાબાશ. તું જબરો ચબરાક દેખાએચ.

હાફેઝ—(મનમાં) હાફેઝ શાહેર તારો ભાવ વધીઓ. (મોટેથી) હીન્દા આએ સાંભલેચકે ?

માહદ—અદબથી ઊભા રેહો, શાહજાદી આવેચ—

(લાલા રૂખ દાખલ થાએચ)

**લાલા રૂખ**—માહુદ, પાલખીમાં બેસતા હું કંટાલી ગેઇચ વાશતે આએ ઠંડા વખતે હું પણ તમારી શાથે ચાલવાનો ઇરાદો રાખુંચ.

(ફરામર્ઝ દાખલ થાએચ)

**ફરામર્ઝ**—મને મુકીને જતાં નાં રેહતાં?

**લાલા રૂખ**—નહી ફરામર્ઝ કઈ ફીકર નાં રાખ. ચાલો.

(બધાં ચાલવા માંડેચ. દેખાવ બરફનાં પાહાડમાં બદલાયછે.)

**ફરામર્ઝ**—હવે આપણે હીમાલયનાં બરફનાં પાહાડની નજદીક આવી લાગાચ.

**માહુદ**—ઓહ! હવે ઠંડી નહીં ખમાતી. હમણાંતો હયાંજ મુકાંમ કરીએ--ચાલો કામે વલગો.

(માણસો શાથે માહુદ તથા ફરામર્ઝ જાએચ)

**લાલારૂખ**—(ઉપલીજ રાહ)

શાહેલીઓ ચાલોરે, કરીએ ઠંડીનો ઇલાજ,
ગાઇ નાંચી રીજવીએ, દીલને આજ.

(લાલારૂખને શાહેલીઓ ગાઇ નાંચીને જતા રેહેચ.)

(દેખાવ ખુશનુંનાં ચાંદની રાતમાં બદલાએછે. બોખારા શેહેરનો દેખાવ)

(હાફેઝ ખુશી થતો આવેચ.)

**હાફેઝ**—હીન્દા! પ્યારી, વાલી, મારી હીન્દા! હવે તું મારી ને હું તારો. (બોરાશાનબાદ દાખલ થાયછે) કમબખતી! હયાં આએ ભુતમાંમો કાંહથી નીકલી આયો? બોરાશાનબાદ—

**બોરાશાનબાદ**—હાફેઝ.

(હાફેઝ બોરાશાનબાદને વલગી પડેછે)

**હાફેઝ**—શરદાર શાહેબ, હીન્દાબી મલી ને હવે હુંતો અમન ચમન કરૂંચ.

**બોરાશાનબાદ**—શું તુંબી નીમખહરામ થયો! લાલારૂખને હાથ કરવા શારૂ આપેલો કોલ ભુલી ગીઓ?

હાફેઝ—ઓ બાપરે! એ વાતને જાહનમમાં નાંખો! પેલો સ તાઆનાંશ ગીઓ વાંદર નીકલી આવશે.

ખોરાશાનબાદ—હીચકારા નીકલ હયાંથી.

હાફેઝ—અરે પણ શરદાર શાહેબ આપરા શાથીઓ તો પકડા ઇ ગીઆચ. હવે આપરે બે એડડા જેવા શું કરવાનાં?

ખોરાશાનબાદ—જો મને એક નવી તાલ સુજ પડીચ વાશ તે આજ તુને તેથી પુરતી રીતે વાકેફ કરૂં.

હાફેઝ—તેઆરેતો ચાલો.

(બેઉ જાએચ.)

(માહુદ, ફરામર્ઝ, લાલા રૂખ, શાહેલીઓ માણસો દાખલ થાએચ.)

માહુદ—અરે હવે હુતો ઘણોજ થાકી ગીઓચ ચાલો હયાંજ તંબુ નાંખીએ.

(માણસો દોડા દોડ કરી મુંકેચ.)

ગાયણ.

(બારીનાં જાઇઓરે શાંવરીઆ તારી જારીની રાહ)

ફરામર્ઝ—રજા હું ચાહુંરે શાહજાદી હવે તારી.—ટેક.

મેહનત આપરી આજ શફલ થઇરે.

મોરાદ બર આવી મારી.—ટેક.

પોંહતાં મુકાંમે--બોખારા શેહર શાંમે,

દરદીનાં બખ્તે કીધી યારી.—ટેક.

મેલાપ થશે, તારો શેહનશાહશે,

રૈયત આવકાર દેશે ભારી.—ટેક.

(કોઈ ઘડી ન વસલકી ની રાહ.)

લાલા રૂખ—ગર રૂખશત તું લીએચતો છેલી આ શલાંમ,
શેહનશાહને વાકેફ કર, જઇ તારે મુકાંમ.

ફુરામર્ઝ—ચાલો નાંજનીઓ, દીલ કરો મગન.
રંગ રાગ રમી, ગજાવો ગગન.
શેહાદીનો ખુશાલીના, ઊઠાવો પોકાર,
બોલાવો રામશનોને, દઇ આવકાર.

(ફાનસોનાં સુંદર સણગાર શાથ નાચ, રંગ રાગ ચાલેછ. બધાં એક એક પછી જતાં રેહચ અને લાલા રૂખ અને ફરામર્ઝ એખલાં રહી જાએચ.)

(બેઉ છુટાં પડેચ.)

ફુરામર્ઝ—સલાંમ !
લાલારૂખ—સલાં-મ !

---

## દેખાવ ૪ થો.

---

(બોખારા શેહેરનો દેખાવ.)

(ખોરાસાનબાદ ગુસ્સામાં દાખલ થાયછે. તેની પછવાડે હાફેઝ આવેછ.)

હાફેઝ—હં. હં. સરદાર સાહેબ, ખુશી થાઓ.

ખોરાસાનબાદ—ચુપ. દુર રહે. મને ખુશી કરવાની ખોટી કોશેશ નાં કર.

હાફેઝ—ભાઈ, ગુસ્સાને નહી દઇએ આવકાર, નહીતો મફતમાં જાંન કરશે ખુવાર. હકીમો એવું કેહેચકે ગુસ્સાથી જો ફુઆં ફુઆં થઇ ગીયાંતો, પછી ચીનાઈ વંદારાં જેવી સીકલ બનેછ, ફેફસામાં આતસની ભઠી સલગેચ, નાંખનાં નસકોરાં માંથી બલતાં નોકલેછ, તલ્લી કલેજી ફુલી જાએછે, ને વળી આંતડાં હોજડાંમાં ધરતી કંપ થાયચ, વાસ્તે જરા સમજો.

ખોરાસાનબાદ—નીકલ હયાંથી અને તારાં હકીમાંને આગ લગાડ. આપણાં જે સાથીઓ પકડાઈ ગીઆચ તેઓનો છુટકારો કરવાની આશા મેલી હવે ખુશી થવા આયોચ ? ધીક્કાર પડજો તારી ચાલ ઉપર !

હાફેઝ—અરે નહીરે કદરદાંન સરદાર સાહેબ ખોરાસાનબાદ બાહદુર, તે લોકોનો છુટકારો કરવા હું કેવો તઇઆર છેઉં.

ખોરાસાનબાદ—સાબાસ ! હવે તારામાં હીમત આવી તે ખરી. જો ચોરી કરવાનોજ ધંધો લઇ બેઠા, તઆરે તો બાહદુરીથી મેદાંન પડીએ, લાલારૂખને હાથ કરીએ, આપણા દુખી સાથીઓને મદદ આપીએ, અને આપણી મરદાનગીની તારીફનાં પોકારો ગગન તુલીક પોહચાડીએ. એ મતલબ-થી તો આટલો રંજ ખેંચી હું લાલારૂખનો પીછો છોડતો નથી અને તાલમેલ કરી તુંને તાંહ નોકરી રખાવ્યોચ. વાસ્તે ચાલ હવે આપણાં ડેડાવ મુજબ કામ પાર પાડીએ.

(ખોરાસાનબાદ જાએછ.)

હાફેઝ—સતીઆનાંસ ગીઓતો મોહતનાં મોંહમાં ધસવા માંગેચ. પણ એ મારી હીન્દા—હીન્દા—

(હીન્દા દાખલ થાયછ.)

આવ, આવ લેલી, મજનું તારી યાદમાં બેઠોચ—

(વલગવા જાયછ.)

હીન્દા—હાફેઝ, તારી સીહા શીકલ હયાંથી દુર કર. તું એક લુતારો ચોર થઇ હીન્દુસ્તાનનાં શેહનશાહ ઓરંગઝેબની બેટી લાલારૂખની દાસી સાથ નેકાહ કરવાની કેમ હીંમત ચલાવેચ ?

હાફેઝ—શું બધી વાતની તુંને ખબર પડી ?

હીન્દા—હા. એ ચંડાલ તારી બદ ચાલથી હું હમણાંજ વા-કેફ થઇચ અને હવે તુંને ચાહવાને બદલે સદા ધીક્કારસ.

હાફેઝ—એ બાપરે હવે શું કરૂં ! જો સમજ મારે ખાતર નહીતો વાંચનારી આલમને ખાતર સમજીજા, અને હીન્દા, હાફેઝની મોહબતનો કીસ્સો પુરો કરવા દે. (ગજવાંમાંથી કેતાબ કાહડી) જો આએ કીસ્સા તરફ નજર કર, અને જલદીથી મારી સાથે નેકાહ કરી નાંખ કે શાહદીનાં ગાએણુ સાથે સેહરાન સાહેર હાફેઝ આએ કેતાબ તમામ કરે.

(ખોરાસાનબાદ દાખલ થાયછે.)

ખોરાસાનબાદ—કેમ હાફેઝ ! આએ કોણ ?

હાફેઝ—સરદાર સાહેબ, એ હીન્દા, હું હાફેઝ, ને આએ હીન્દા હાફેઝની મોહબતનો કીસ્સો.

ખોરાસાનબાદ—ચાલ.

હાફેઝ—હીન્દા ચાલ‍ સાહેબ નહીં આવતી.

ખોરાસાનબાદ—ઉંચકી લે.

હાફેઝ—નહી. જો મારી હીન્દા સમજીજા, અને આએ કીસ્સાને ખાતર મારી સાથે સેહાદી કરી નાંખ.

ખોરાસાનબાદ—શું નહી સમજતી ? (હીન્દાને ઉંચકી લઇ જાયછે )

હાફેઝ—ઓ હીન્દા ! ખોરાસાનબાદ ! હાફેઝની બગલમાંથી હીન્દાને ખોરાસાનબાદ દેવ આસમાંનપરથી ઉતરી લઇ ચાલ્યો ! ઓ હીન્દા ! મારી માસુક. (પછવાડે દોડેછે.)

(લાલારૂખ સાહિલીઓ સાથે નીચલું ગાએણુ ગાતી દાખલ થાએચ)

ગાયણ

(મારા મારૂજીરે ઉભી જોવા તારી વાટની રાહ)

લાલારૂખ—ફંદામાં ફસીરે નસીબે કીધી ખુવાર.—ટેક.

સલગાવી મોહબતનો, આતસ આ જીગરમાં,
બેચન કીધુરે દીલ, યાર.—ફંદમાં ફસીરે
મોહબત મારી એકપર, મોહરદાર બીજાની,
દુખનો રહયો નહીં પાર.—ફંદમા ફસીરે

(નેમુને નીકલી આવેચ.)

(ગોકુલીએ લઇ ચાલો, અરે દેવરાજ હમનેની રાહ)

નેમુને—સબુરીરે પકડો, અરે શાહજાદી સહજી.—ટેક.

જાલ ફંદ ફરેબની, નથી કોઇએ માંડી,
મોહબતે કીધુચ એ કાંમ, અરે સાહજીદી સમજી
સબુરીરે પકડો.
સંધો ભરમ હવે, ખુલસે તુરત,
સુખનો રેહસે નહી પાર, અરે શાહજાદી સમજી
સબુરીરે પકડો.

(અદાને આજની દીખા ગુલરૂને ગુલ ગુલશનકું લુટલીઆની રાહ પર).

લાલારૂખ—લાજેમ નહી પરી, ઓ તુજને કે, રાખે મુંજથીરે ભરમ.
ઓપ્ર કમંકર, દરદનો દેખાડ તું હવેરે મલમ—ટેક
દીલોજાંનથી છુ, કુરબાંન, નવજવાંન ફરામરૂપર,
થઈ મેહરબાંન, જુદાઇનો જલદી રૂજવરે જખમ.-ટેક
સીકલ જે શખસની, મેં જોઇ નહી, તે સાથ કોલથી હું બંધાઇ,
દીલમાં લાવ દયા, ગુજારીઓછ તેં મુજપરરે સેતમ.—ટેક

નેમુને—અરે દયાલુ તે, દાતારપર, એકીન તું રાખરે નાંદાંન,
ધીરજરે પકડ, થયોછ તે ખાવીંદ હવે મેહરબાન.—ટેક.

(અંદરથી ગડબડ થાયછ.)

લાલારૂખ—એ કોણ?

(ઓરંગઝેબ, પોતાનાં દરબારીઓ સાથે દાખલ થાયચ.)

ઓરંગઝેબ—બેટી તારો પેદર.

લાલારૂખ—પેદર, આટલો રંજ ખેંચવાની શું મતલબ!

ઓરંગઝેબ—એ સરવેનો ખોલાસો આએ પરી કરશે. ઓ નેક ખસલતની પરી, તારા ફરમાન મુજબ હું તો હયાં આવી પુગોચ પણ તું તો હમારી આગમચથી આવી ઉભીચ. શું પેલી વાત ખરી!

નેમુને—અલબત ખોલે ખોલ.

લાલારૂખ—પેદર એ શું ભરમ!

ઓરગંઝેબ—પેલો ફરાંમર્ઝ કાંહાંછે?

લાલારૂખ—અફસોસ! તેને હમણાંજ હયાંથી રૂખસત લીધીછ.

ઓરંગઝેબ—માહુદ, કાંહછે!

(માહુદ દાખલ થાયછ.)

માહુદ—તું નામવરની જનાબમાં નોકર હાજરછે

ઓરંગઝેબ—ઓ બેઅકલી!

માહુદ—ગરીબંનવાજ. (નમીને.)

ઔરંગઝેબ—ઓ હેમક તે કહેવી મોટી ભુલ કીધી. પેલો ફરામર્ઝ

માહુદ—જાંહપનાહ, હું તો તેને અસલથીજ ધીકારતો હતો.

ઔરંગઝેબ—હા.

માહુદ—તેના ગાએણથીતો હું કંટાલી ગાઓ હતો.

ઔરંગઝેબ—ઠીક. પણ તેતો શેહનશાહ છે.

લાલારૂખ અને માહુદ } ફરામર્ઝ, એક શેહનશાહ !

ઔરંગઝેબ—અને તેથી મને વાકેફ કરવાની તારી ફરજ હતી—

ગાએણ.

(કોઇ ઘડી ન વસાકીની રાહપર.)

નેમુને—પરદો ભરમનો ખુલ્યો, સઊ થાવું સમાધાન,
મેલાપ જોડાંનો કરાવી, જાઉં પરેસતાંન.
મુફલેસ ફરામર્ઝ તેજ, બધુકેરીઆનો શાહ,
ખાવીંદપરજ થઇતી, લાલા રૂખ ફીદાહ.

(ફરામર્ઝ શેહનશાહી લેબાસમાં દરબારી ઓ સાથે દાખલ થાયછ.)

લાલારૂખ—હા ! એજ તે સોફલરે, એજ મારોજાંન,
એજ ફરામર્ઝ મારો, હું એપર કુરબાંન.

(બેઉ એકેકને વલગી પડેછ.)

નેક પરી તારૂ કેમ માનુરે હેશાન.
મોહબત સલગાવી તે, બક્ષીઓ મોહબતખાંન.

ફરમર્ઝ—જબરૂ કીધું છે પરી, તે હમોપર હેશાન.
સદા થઇ રેહશે, ફરામર્ઝ તારો ગુલામ.
હરપલ કરશું હમે, નેમુનેને યાદ.
મનની મોટાઈ જણાવી, તેંજ લીધો દાદ.

(મોહન મોરા મોહબત ખાનની રાહપર.)

**ફ્રામર્ઝ**—ભરમ ખોલુછ હવે, ઓ મારા જાન.
તકસીરની મારી ચાહુ તું પાસ પ્રાણ.—ટેક.
તસવીર તારી જોઇ, બન્યો દેવાનો,
ગાદી તજી થયો, જીવતો બેજાન.—ટેક.
મદદથી પરીની, મલ્યુ હીંદનું જવાહીર.
મુજપર થયો તે, માલેક મેહરબાન.—ટેક.
છુપા લેબાસમાં, કીધી તપાસ તારી,
નેકી જોઈ થયોછ, જેઆદા કુરબાંન.—ટેક.
પ્રિત પ્યાલો પાઇ, સદા રાખશ સુખી,
આંખોથી બજાવસ, તારા ફરમાન.—ટેક.

**માહુદ**—આફરીન !

**ફ્રામર્ઝ**—નેક નાંમવર માહુદ, એક વખત એવોબી હતો કે જે આરે મારાં ગામેણથી આપ સાહેબ કંટાલો ખાતા હતા.

**માહુદ**—ગરીબ પરવર, જે બેઅદબી થઇચ તે મારૂ નોકરને માફી બક્ષવી.

(માહુદ ફ્રાર્ઝને નમેછ, ફ્રામર્ઝ તેનો હાથ પકડી તેને ઉઠાડેછ. ઔરંગઝેબ ફ્રામર્ઝને વલગેછ.)

**માહુદ**—(ગોલામને) ચાલો બંદવાઓને દરબારમાં લાવો.

**ઔરંગઝેબ**—બંદવા સાનાં ?

**માહુદ**—એ કમબખતોએ હમુને રસતામાં ઘણાં હેરાંન કીધાચ, અને હમણાબી એઓએ પ્રીતનો ઉઠાવવાનો તદબીર કરતા હતા તેટલાં પકડાઇ ગોઆચ.

(ખોરાસાનબાદ, હાફેઝ, હીન્દા, ગોલામો સાથે દાખલ થાયચ.)

**ઔરંગઝેબ**—કમબખ્તો, જલદીથી તમારો ગુનાહ કબુલ કરી દેવો.

**ખોરાશાનબાદ**—હા. હમે ગુનેગાર છેએ અને તે સારૂતો મ-મરૂબ થઇએચ.

**હાફેઝ**—મખ્ખુન એક સાંભળ, અમ્મે શેહનશાહે જાંહન,
ફોકટમાં ફસી ગીઓછ હું નાંદાન,
આ ઓરત સાથ નાંસવાનો કરતો હતો વીચાર.
અરે ! હવે વીચાર પછી શું બોલું ? વીચાર, આકાર, નાંચાર,
હં. હં. ઠીક.
કેદી મને બનાવ્યોચ, છેઊં હું નાચાર.

**હીન્દા**—જાહપનાહ, એનાં મખ્ખુન રાસ્તછે.

**ઓરંગઝેબ**—એનું દાકું ઊડાડી નાંખો.

**હાફેઝ**—શેહનશાહ સલામત, જેમ છટકામાં ઉંદર આવે તેમ કમબખતી ને ખાનાંખરાબીનાં પંજામાં હું સાહેરાન સાહેર પકડાઇ ગીઓછ. અગર મારે ખાતર નહીંતો આમ્મે હીન્દા હાફેઝનાં કીસ્સાને ખાતર હાફેઝ સાહેરને સલામત રાખો.

**હીન્દા**—ઓ રેહમદીલ શેહનશાહ, એ સજાને બદલે એને મારી સાથે નેકાહ કરવાની ફરજ પાડો.

**ઓરંગઝેબ**—ઠીક. ચાહેતો તું જાંન આપવા તઈઆર થા, ઈઆતો આ ઓરત સાથ નેકાહ કર. બોલ બેમાંથી શું પસંદછે.

**હાફેઝ**—શેહનશાહ સલામત, હમણાંને હમણાંજ હું હીન્દા સાથ નેકાહ કરી નાંખુંચ. આવ લેલી તારા મજનુંને ગોદમાં દાબ. (શાહ આગલ ગુઠણ પર પડી) તે દયાલુ દાતાર તારાં આ ફરજંદોને સલાંમત રાખે, અને લાંબી મુદત જીવી તું તેઓનું સુખ જોમ્મે, એવી સાહેરાંન સાહેર હાફેઝની દોઆછે. સાહેબ હવે હીન્દા હાફેઝની મોહબતનો આ કીસ્સો તમાંમ થાયો. જરા વાંચશો.

**ખોરાસાનબાદ**—આમ્મે કેવું હીચકારાપણું !

**હાફેઝ**—ઓ કમબખ્ત, તારી સજા તારે હાથેજ પસંદ કર.

**ખોરાસાનબાદ**—હું સદા તારો દુશમન હતો, અને મરતી વખતે પણ તુને નમવાનો નથી.

**ઓરંગઝેબ**—જંગલ બીઆબાનમાં આમ્મે ગુનેગારને લઇ જઈ—

(લાલુટ પરી દાખલ થાયછ.)

લાલુટ—જાંહપનાંહ, એક પરીને ખાતર એને માંપી બક્ષ—
ઔરંગઝેબ—પરીને એટલી તસદી લેવાની શું ગરજ?
લાલુટ—આવા ખુસાની ભરોઆ દાહડે કોઇનેપણ સજા થવી નહીં જોઇએ.
ખોરાસાનબાદ—તમારે ગમેતો માંપી બક્ષો પણ હું કંઈ સુધરવાનો નહીં. આવતે——વારે પાછો લુટારાઓનો સરદાર બનસ.—
લાલુટ—બસ. મારે ખાતર એને માંપી બક્ષવી.
ઔરંગઝેબ—ઠીક.

(બઝમુમે રૌને લગેનાં રાહપર)

લાલુટ......હવસપર થઇ તું, નેમુને પરી સવાર,
પરેસતાન હવે તુંને, દોએ છે આવકાર.
નેમુને......મુજનો ખુશાલીનો, નથી રહયો કંઈ પાર,
અરજ કરૂં પરેસતાન, દોસ્તોને દેખાડ.

(દેખાવ પરેસતાનમાં બદલાયછે.)

ગાએણ

(છલ બલ ઠગ નય નયની રાહપર)

માહુદ........રંગ રાગ રમો હસ્તે મુખે,
રામશનીરે કરો, ચાહો જોડાંની આબાદી—ટેક.
લાલારૂખ....સોકલ તારીપર, ફીદાકું પ્રાંણ.
ફુરામર્ઝ......સદા હું તુંપર, રેહવસ કુરબાંન.
નેમુને........ઇનસાનજ દીસે, મોહબતનો જાંન.
રંગ રાગ રમી—
આરંગઝેબ..સદા સુખી રહી, મેલવજો માન.
નેમુને.........નેકીની રાહપર આપજો જાન.
લાલારૂખ....સરવેનું રે માંને લાલારૂખ હેશાંન.
રંગ રાગ રમી—

(પરદો પડેછે.)

---

સમાપ્ત.

# ફુરસદ.

---

એ નામનું માસીક ચોપાનીઉં દર માસની અધવચમાં બાહેર પડે છે. વાંચનારને રમુજ તથા ગમત આપવા સારૂ એ મધે દેલપસંદ વારતાઓ, નિબંધો, નાટક, ગાપી-ખાં બીન મોઆં ગરપછાંટની સફરોનો રમુજી હેવાલ, અને એ સીવાએ બીજી પરચુટણ બાબદો સમાવામાં આવે છે.

ઠેકાણું—કુપર કંપણી મેડો ઈસટરીટ કોટ ; મુંબઈ.

દોરાબજી જમસેદજીની કંપની, કાલબાદેવી રોડ ; ,,

કીંમત, વરસ એકનાં આંગ ઊપર રૂ૨)

પોસટેજ સાથે રૂ૨॥

---

## સસતે ભાવે ચોપડીઓ વેચવાની છે.

સુલેમાંની શમશેહર, ઈયાને નિર્દોષ જુગંની, નાંટક પાચ અંકી.......................... રૂ ०।

બાલા રૂખ, ત્રણ અંકી આપેરા................ રૂ ०।

પારી મોહબત, ઈયાને ફલક્સુર અને સલીમ, નાંટક ત્રણ અંકી.......................... રૂ ०।

ગાઝંદરાનનું તલેસમાતી પુતળું.................... રૂ ૩)

બખ્તાર દોષ.......................................... રૂ ૩)

શીરીઝ અને પરીચેહરના નાંટકમાં ગવાયલાં ગાએણ રૂ૦)—

ફુરસદનાં ગયા સાલનાં બાર આંક.................. રૂ ૨)

ઠેકાણું—કુપર કંપની, મેડો ઈસતરીટ કોટ ; મુંબઈ,

દોરાબજી જમસેદજીની કંપની, કાલબાદેવી રોડ; ,,